# ભક્તબોડાણો

શ્રી દ્વારિકાધીશને ડાકોર લાવનાર-પ્રેમ તપ
કરનાર તથા [illegible] વડે કરીને શ્રી રણછોડ
રાયને પ્રસન્ન કરનાર

બોડાણાનું રસિક

## નૉવેલ.

પોતાના ભક્ત માટે પરમ દયાળુ શ્રી રણછોડજીએ
કેવી ગોઠવણ કરી હતી! તથા ભક્તને
[illegible] રીતે [illegible] છે એ સં-
[illegible] પ્રેમ [illegible] બતાવનાર
રસિક નૉવેલ.

સર્વે સ્નેહાળુ ભાઈઓ તથા બેહેનોને માટે
રચનાર

**કવિ હર્ષદરાય સુંદરલાલ મુનશી.**

છપાવી પ્રસિદ્ધ કરનાર

**ભગત આત્મારામ સાંકરલાલ.**

સંવત ૧૯૬૨ . સને ૧૯૦૬

કિંમત ૦-૮-૦

# ભક્તબોડાણો

શ્રી દ્વારિકાધીશને ડાકોરમાં લાવનાર–ઉગ્ર તપ
કરનાર તથા ભક્તી વડે કરીને શ્રી રણછોડ
રાયને પ્રસન્ન કરનાર
બોડાણાનું રસિક

## નૉવેલ.

પોતાના ભક્ત માટે પરમ દયાળુ શ્રી રણછોડજીએ
કેવી ગોઠવણ કરી હતી ! તથા ભક્તને
આધીન કેવી રીતે રહ્યા છે એ સં-
બંધી પ્રેમ માર્ગ બતાવનાર
રસિક નૉવેલ.

**સર્વે શ્રધાળુ ભાઈઓ તથા બેહેનોને માટે**

**“રચનાર**

**કવિ હર્ષદરાય સુંદરલાલ મુનશી.”**

**છપાવી પ્રસિદ્ધ કરનાર**

**ભગત આત્મારામ સાંકરલાલ.**

સંવત ૧૯૬૨ સને ૧૯૦૬

**કીંમત ૦–૮–૦**

અમદાવાદમાં ધીકાંટે
શા. સોમચંદ કેશવલાલે પોતાના
શ્રી ચંદ્રપ્રકાશ પ્રીન્ટીંગ પ્રેસમાં છાપ્યું.

# પ્રસ્તાવના

ભક્તિથીજ ભગવાન પ્રસન્ન થાયછે. એવા દાખલા પુરાણોક્ત દારાએ અનેક પ્રકારના આપ્યા છે પણ તે દાખલા સત્યુગથી તે દ્વાપરયુગના અંત સુધીના તપસ્વિ ભક્તોના ચરિત્ર વીચિત્ર અને અને અદ્ભુત રસથી ભરપુર જોવામાં આવેછે.

પણ આપણે હવે કળિયુગમાં પ્રવેશ કરનારા શુદ્ર જીવમાં માનવ દેહ ધારી છીએ. વળિ કળિયુગમાં એવા ભક્ત કોણ થયાછે; એવો દાખલો જોવા ધારીયે તો, પુર્વે થઇ ગએલા સમુદાય કરતાં ચમત્કારીક કાર્ય કરવા વાળા તથા અડગ શ્રદ્ધાવાળાઓનો થોડો જથ્થો નિકળી આવે છે.

મનુષ્ય દેહ પામ્યા પછી સર્વ પ્રકારના વ્યવહારમાં રહીને તથા અવસ્થા શ્રમ ધર્મ પાળીને, પણ ભક્તીથી ઇશ્વરનું ધ્યાન અંતઃકરણમાં ધારણ કરનાર વીરલા છે; અને તેમને ધન્યવાદ આપવામાં આવેછે. તેમણેજ પુરૂષાર્થ કરીને જન્મ સફળ કર્યો એ વાત સત્ય છે.

માટે તેવા સત્ય પુરૂષના પરાક્રમનું વર્ણન લેખકો લખતા ગયા છે—શાને માટે કે ઉછરતિ પ્રજાના અંતઃકરણમાં ઇશ્વરના અસ્તિત્વપણાનો દાખલો આપીને ઇશ્વર ભજનમાં તેમને દોરવવાનો મુખ્ય લેખકોનો હેતુ છે.

ચાર્વાક મતવાદી નાસ્તીક માણસો ઇશ્વરના અસ્તિત્વપણાને માટે માથુ હલાવે છે.—કુદરતિ કાળા કામળાનો રંગ બદલાતો નથી. પણ તે રંગ રસાયણ ક્રિયાથી બદલાઇ જાય છે, તેવી રીતે નાસ્તીકપણા રૂપી હૃદયમાં જે કાળો રંગ નાસ્તીકોને લાગેલોછે તે રંગને કાઢી નાખનાર રસાયણ ક્રિયા રૂપ સંત પુરૂષોજ છે.— પણ જ્યારે સંસ્કાર

હોય ત્યારેજ નાસ્તિકોના હૃદયની કાળપ મલિનતા સંત પુરૂષોથી દુર થાયછે;-જ્યારે કાર્ય થવાનુ હોયછે ત્યારેજ કારણું અને ક્રિયા એ બન્નેનું દર્શણુ થાયછે. તેજ પ્રમાંણે આસ્તિક ભાવ વાળાઓનેજ ફળ પ્રાપ્ત થાય છે. પણ ખાર ખોળી વાળી જમીન રૂપી મળીન હૃદયમાં તત્વજ્ઞાન કે ભકિત જ્ઞાન રૂપી બીજ કદી પણુ ઉગી શકતુ નથી.

વારૂ ત્યારે આ ડંકપુર માહાત્મ યાને બોડાણા ભકતનું જે ચરિત્ર લખાયુ છે તે ચરિત્રમાં બોડાણાના હૃદયમાં નિર્મળ ભક્તિ વતી તેનું સ્વચ્છ દર્સણુ છે. તે ભકિતને આધીન થઇને શ્રી દ્વારિકાધીશ, પાશાંણ પ્રતિમા છતાં ચૈતન્યત્વતાનો તથા હલન ચલન વલન, ઇત્યાદીકનો ભાવ બતાવીને તથા ભકતના દાસ થઇને અને બોડાણાને શ્રમિત થએલો જાણીને તેને સુવાડીને પોતેજ ગાડુ હાંકીને દુર્બળ બળદના શરીરમાં શકિત પ્રગટ કરીને પોતે ડાકોરમાં આવ્યા. એ કાંઇ નાંની સુની વાત નથી.

આ નોવહેલમાં ભકતીને આધીન થએલા શ્રી રણછોડ રાયે બોડાણાની લાજ રાખીછે તે તમામ વાંચવા લાયક છે

વળી તેવા અસર કારક દાખલાથી અસ્તિત્વપણાનો અંકુર પ્રગટ થાય તેવો છે.— એમ જાંણી શ્રી રણછોડ રાય દ્વારીકાંથી ડાકોરમાં પધાર્યા છે તે બાબત બોડાણાનું આખ્યાન(નોવહેલ) યથામતિ અનુસાર ડંકપુર માહાત્મ ઉપર થી લખ્યું છે. તે સજ્જન પુરૂષો અને પવિત્ર બેહેનોએ પુસ્તક વાંચવું જોઇએ

સંવત ૧૯૬૨ ભાદ્રપદ<br>
શુકલ પક્ષ ૧૫ પુર્ણીમા<br>
અમદાવાદ

લી. કવિરાજ.

શ્રી રણછોડરાય નમઃ

# ભક્ત બોડાણો.

---

## મંગળાચરણ

ભૈરવની

ઠુમરી

પાતકવા બનકે આયો એ રાગ.

મંગલમય છો પ્રભુ સુખકારી
રણછોડરાયપર જાઉ વારી
મંગલમય ૧

નામ સ્મરણમાં છો મંગલમય,
સર્વ કાર્યમાં છો મંગલમય;
મંગલ મંગલ મયવારી,
મંગલમય. ૨

બોડાંણાપર મ્હેર કરી પ્રભુ,
સ્વચ્છ હૃદયમાં મુર્તિ ધરી પ્રભુ;
ભક્તાધિન થઇ વિપત્તિ હરી,
મંગલમય. ૩

નિશદિન નામ સ્મરણ જે કરશે,
ભવસાગરથી જરૂર તે તરશે;
હર્ષદ છો આનંદકારી,
મંગલમય. ૪

---

# પ્રકરણ ૧ લું.

## દોહરો.

સુત પ્રત્યે સૌનક સહિત, પુછે ઋષિ સમુદાય,
પ્રભુ ચરિત્ર વર્ણન કરે, સુણજો સહુ શ્રોતાય.

---

જેની ચારે તરફ મોટા મોટા ડુંગરાઓની મર્યાદા છે અને તે ડુંગરાઓમાંથી ઝરણ દ્વારાએ સ્વચ્છ મોતીની માફક નિર્મળ જળવાળી નદિયોનો અસ્ખલિત પ્રવાહ થઇ રહ્યો છે. અને તે નદિયોના કીનારા ઉપર ટેકરા ટેકરીમાં અને ઉપર અનેક પ્રકારનાં ઝાડ શોભા આપી રહ્યાં છે. તેમજ ચારે બાજુ મોટા મોટા ડુગરાઓની શાખા અનેક વૃક્ષના જુથ્થથી રમણીય દેખાય છે એવું નિમિશારણ્ય ઋષિ મુનિ અને તપસ્વિયોને નિવાસ કરાવનારૂ મનોહર કહેવામાં આવે છે. તે નિમિષારણ્યમાં જ્યાં ચંપા ગુલાબ અને સુગંધી પુષ્પોનું વન છે તે વનમાં નદિ કીનારા ઉપર પર્ણકુટીયોમાં નિવાસ કરનારા સુત અને સૌનક આદી રૂષિ ફળફુલ અને કંદનો અહાર તથા વલ્કલ વસ્ત્ર ધારણ કરીને કેવળ આનંદમાંજ દિવશ ગાળતા હતા; જેમને કોઇ પ્રકારનો ભય રહયો જ નથી, જેમને કોઈ પ્રકારની ઉદર નિમિત્તને માટે ઉપાધી રહીજ નથી, કેમકે તે નિમિશારણ્ય એવુ ફળદ્રુપ છે કે દરેક ઋતુમાં દરેક જાતની વનસ્પતિ નિરંતર પ્રફુલ્લ રહ્યાં કરતી હતિ; તેથી વખત વખતના પ્રમાણમાં પરિપક્વ થએલાં અસંખ્ય ફળ સંત પુરૂષોને માટે ઝુમી રહેલાં હતાં, તેથી તે ફળનો અહાર કરીને અને ગંગાના જળનું પાન કરીને ભય રહિત મસ્ત સ્થિતિમાં રહેતા હતા.

વળિ ઋષિયોના શ્રાપના ભયથી વ્યાધ (શિકાર કરનારા ભિલ્લ લોકો ) પણ તે નિમિષારણ્યમાં પ્રવેશ કરી શકતા

નહોતા તેથી મૃગનાં ટોળાં નિર્ભયથી જ્યાં ત્યાં ફરતાં હતાં. તેમજ જ્યાં ઋષિ સમસ્ત પુરાણોક્ત કથા આરંભ કરતા હોય કિંવા હરિ કિર્તન કરતા હોય કિંવા તપ કરતા હોય, કિંવા વેદની શ્રુતિનો ઘોષ કરી રહ્યા હોય ત્યાં મૃગનાં બચ્ચાં તથા મૃગલીયો શાન્ત વૃતિથી બેશી રહેતાં હતાં. રૂષિ સમસ્તની પર્ણકુટિ આગળ સિંહ, વાઘ, વરૂ, દીપડા, રીંછ ગુરખ, શિયાળ, સર્પ, અજગર ઇત્યાદિક હિંસક પ્રાણી આવી શકતાં નહોતાં, છતાં પ્રસંગે કદાપી આવે તો તપસ્વિ મુનિ જનોના તપ પ્રભાવથી તે હિંસક પ્રાણી મૃગ આદિક ઉપરે ઝડપ મારતાં નહોતાં, એવું અભય નિમીશારણ્ય હતું તે નિમિષારણ્યમાં સુત મુનિ પ્રત્યે સૌનકાદિક રૂષિ સમસ્ત કહેવા લાગ્યા કે હે મુનિશ્વર ! આપના મુખથી શ્રીકૃષ્ણ પરમાત્માના ચરિત્રનું ગુણ કથન ભલી રીતે સાંભળ્યું છે. તોપણ અમને તો તૃપ્તિ થતી નથી, હે માહાત્મા ! અમૃત ધારાથી જેવી તૃપ્તી થતી નથી તેવીજ રીતે આપના મુખમાંથી નિકળેલાં વચન રૂપી અમૃત ધારા અમારા હૃદયને કેવળ આનંદ પ્રાપ્ત કરાવે છે.

હે કૃપા સિંધુ ! ભક્ત વત્સલ શ્રી ભગવાંને પૃથ્વિનો ભાર રૂપ થઇ પડનારા અધમ કાર્ય કરનારા, રાક્ષસોને મારીને બ્રહ્માદિ દેવતાંઓના દેખતાં પોતે અંત ધ્યાન થઇ ગયા–ત્યાર પછી ચતુર્ભુજ સ્વરૂપ કરીને ભક્ત જનનું કલ્યાણ કરવાને માટે પોતે દ્વારકાંમાં રહેતા હતા;

સૈનકાદિક રૂષિ સમસ્તનું વચન સાંભળીને સુત પુરાંણીએ કહ્યુ કે.—શ્રી ભગવાનનું ચરિત્ર વ્યાસજીના શિષ્ય શ્રી રોમહર્ષણના મુખથી મ્હેં સાંભળ્યુ છ; તે આધારે હુ તમને કથા કહુછું તે સાંભળો.

કળિયુગનો આરંભ થયા પછિ પાંચ હજાર વરસ સુધી દ્વારકા પતિએ જે ચરિત્ર કર્યું છે તે હુ તને સંભળાવું છું

તે ભગવાંન દ્વારકામાં રહીને પોતાના ભકતોની મનોકામના સિદ્ધ કરતા હતા:—અને તે દ્વારકામાં અને તે દ્વારકામાં ચાર હજાર બસેને પચીસ વરસ રહીને પછી ડાકોરમાં ગએલા છે;—હે સૌનક ! તે દ્વારિકાં ધીશને કોંણુ લાવ્યુ અને કેમ થયું એ હકીકત જાણવાની જરૂર છે—તેમજ ડંકપુર શા આધારથી નામ પડયુ તેની હકીકત કહુ છું તે સાંભળો.

' હાલ ડાકોર કહેવાય છે, એજ ડંકપુર છે; એટલે તે ડાકોરની મર્યાદામાં જયારે વસ્તી નહોતી ત્યારે તે સ્થળ સઘળુ જંગલ હતું તે જંગલમાં રમણિય વૃક્ષ ઘટા ઈત્યા દીકમાં ડંક રૂષિ રહેતા હતા તેમણે બાર વરસ સુધી ઉગ્રતપસ્યા કરી હતી; ડંક ઋષીના તપથી શિવજી સાક્ષાત પ્રસન્ન થયા અને પ્રગટ થઇને કહેવા લાગ્યા કે હે ડંક ઋષિ તમારી મન કામના હોય તે કહી દો—તેવુ વચન સાંભળીને ડંક ઋષિયે પ્રાર્થના 'પુર્વક વિનંતી કરીકે હે માહારાજ ! આપ કૃપા કરીને અહિયાંજ નિવાસ કરો;— ડંક ઋષિની પ્રેમ ભક્તિથી પ્રસન્ન થએલા સદાશિવ તથા સ્તુ કહિને એજ જગોએ લિંગરૂપ બાંણુ થઇ ગયા;— તે ઉપરથી ડંકેશ્વર મહાદેવ એવું નામ ધારણ કર્યું.

આ પ્રમાણે થયા પછી એક વખતે શ્રી કૃષ્ણ પરમા તમાજ પરિક્ષત રાજાની જનોઈના પ્રસંગમાં દ્વારકાંથી હસ્તિનાપુર ભણી ગયા હતા. ત્યાં જઇને અને એક મ હિનો રહીને; ત્યાંથી ભિમસેનને સાથે રાખીને પાછા દ્વારકાં ભણી જવા નિકળયા,— જતા જતાં રસ્તામાં ભીમસેનને બહુ તરશ લાગી તેથી કૃષ્ણ ભગવાનને કહેવા લાગ્યા કે માહારાજ મને તરશ બહુ લાગી છે; માટે પીવાનું જળ ક્યાં હશે ! તે વખતે શ્રી કૃષ્ણ ભગવાને ભીમસેનને ખુલાસો આપ્યો કે અહિંથી નજીક ડંક મુનિનો આશ્રમ

આવશે, માટે ત્યાંજ ચાલો એટલે જળ પીવાને મળશે અને મુનિરાજનાં દર્શણ પણ થશે એમ વિચાર કરતા ભીમ અને શ્રીકૃષ્ણ એ બંન્યોં ડંક ઋષિના આશ્રમ આવી પોહોચ્યા,–સુંદિર સરોવર હતું તેમાંથી ભીમે જળ પીધુ સરોવર નાહાનું હતું તેથી પ્રસન્ન થએલા ભીમે પોતાની ગદાના પ્રહારથી મોટુ શરોવર કરી નાંખ્યુ જે વખતે ભીમે ગદાનો પ્રહાર કર્યો તે વખતે તેનો શબ્દ સાંભળીને પર્ણકુટીમાંથી એકા એક વિચાર કરતા સરોવર ઉપર ડંકઋષી આવી પોહોચ્યા ત્યારેતો શ્રીકૃષ્ણ ભગવાનને, અને ભીમસેનને જોવામાં આવ્યા

શ્રી કૃષ્ણને જોતાં પુલકિત હૃદયથી હર્ષાનંદમાં મગ્ન થતા ડંક ઋષિ હાથ જોડીને નમસ્કાર કર્યો;—ભીમસેને પણ મુનિને નમસ્કાર કર્યો કૃષ્ણ ભગવાને મુનિને કહ્યુ કે હે મુનિશ્વર આપણા દર્શણથી મને ઘણોજ આનંદ થયો છે; આપ જેવા સમર્થ તપસ્વિનાં દર્શણ પણ દુર્લભ છે;

કૃષ્ણ ભગવાનનું વચન સાંભળીને. ડંકમુનિ નમ્ર વચનથીં કહેવા લાગ્યાકે માહારાજ આપતો જગતનુ પાલન કરનારછો; વળિ આ માયાના કાર્યથી અલગ રહિને જગતમાં સાકાર સ્વરૂપ બતાવીને મનુષ્યોને ઉદ્ધાર કરોછો. હે કૃપા સિંધુ ! આપ મર્મજ્ઞ છો; આપનું લેશ માત્ર પણ અજાણ્યુ નથી અમારી વૃત્તિયોને સ્થિર રાખવા રૂપ આધાર પણ આપજછો માટે હુ પ્રાર્થના પૂર્વક વિનંતી કરૂંછુ કે આ આશ્રમમાં એક દિવશ નિવાસ કરીને મને કૃતાર્થ કરો

કૃષ્ણ ભગવાને કહ્યું કે—હે મુનિરાજ, આપના આશ્રમાં એકજ દિવશ રહેવાથી શો ફાયદો છે !

આ પ્રમાણે વાત કરેછે એટલામાં સદાશિવ આવી પહોચ્યા એટલે તેમને દેખતાંજ શ્રીકૃષ્ણ ચંદ્ર ઉભા થઇને શીવજીના ચરણ કમળમાં મસ્તક નમાવીને દંડવત પ્રણામ કર્યા.

શિવજીએ કૃષ્ણને કહ્યુંકે હે ભગવાન! તમે ઘણા કાળ સુધી અહિયાં રહેવાનાછો એમ જાણીને હું મળવા સારૂ આવ્યોછું- જોકે એમ કરશોતો મને પણ ઘણોજ આનંદ થશે; વળી તમે અહિયાં આવવાનાછો એમ જાણીને હું પણ અહિયાંજ રહ્યોછું-હે ભગવાન આ ડંકરૂષિનો પણ એજ આગ્રહછે અને તેમના આગ્રહ અને તપથી હું અહિયાં રહ્યોછું;

કૃષ્ણ ભગવાને કહ્યુંકે હું થોડા દીવશ પછી ગોમતી સહવર્તમાન અહિયાંજ આવીશ, હે શિવજી! આપની આ આજ્ઞા માથે ચઢાવું છું? હે સદાશિવ તમારૂ ધ્યાન મારા હૃદય માં નિરંતર રહ્યાં કરે છે અને આપની કૃપાથીજ આટલી વિભુતિ મારામાં છે.

આ પ્રમાણે વાત કહીને શંકરની આજ્ઞા લઇને તથા ડંક મુનિનો શુધ્ધ આશિર્વાદ પ્રાપ્ત કરીને ભિમસેન સહવર્તમાન શ્રીકૃષ્ણ ભગવાન દ્વારકાં ગયા.

ડંક મુનિ—શ્રીકૃષ્ણ ભગવાન (દ્વારીકાંધીશ) હવે કયારે અહિયાં આવશે એવી રાહ જોતા પોતાના કર્મ કાંન્ડમાં પ્રવર્ત થયા.

સુત મુનિ સૌનક આદિ રૂષિ પ્રત્યે કેહે છે કે દ્વારિકાધિપતીનું આગમન કારણ કેવા પ્રકારે થયું છે એતો કહ્યું પણ એમ છતાં પ્રયત્ન કરીને લાવનાર ખરેખરો ભક્ત કોણ થયો! અને દ્વારકાંમાં જઇને શ્રીરણછોડરાય અર્થાત કૃષ્ણ ભગવાનને કોણ લઇ આવ્યો! તેની કથા સાંભળો.

## વિજયસિંહ અર્થાત બોડાણો

કેટલેક દિવશે તે ડંક ઋષિના વિશ્રામ પાસેં ડાકોર નામનું નાનું સરખુ ગામડુ વસ્યું હતું, તે ગામમાં બ્રાહ્મણ, ક્ષત્રી, કણબી અને વણીક વગેરે લોકો રહેતા હતા.

તે ગામમાં વિજયસિંહ—અર્થાત ખોડાણો નામનો એક ક્ષત્રી (રજપુત) રહેતો હતો. એ ખોડાણો બાલ્યાવસ્થાથીજ શાંન્ત પૃકૃતિનો અને ધર્મિષ્ટ હતો; તેને સંસ્કાર યોગે કરીને સારી વૃતિનો સંયોગ થયો હતો તે કેવળ સદાચરણથી ચાલતો હતો, જીતેન્દ્રીય હતો સારા સારા સજ્જન બ્રાહ્મણોની શેવામાં તત્પર રહેતો હતો.—સારાં સારાં શાસ્ત્ર સાંભળીને મુમુક્ષુ થયો હતો; રાત્રી પડયા પછી એકાંન્તમાં કિરતન કરતો હતો તેને ગંગાબાઇ નામની સારા આચરણવાળી પતિવૃતા સ્ત્રી હતી; તેથી તે સર્વ પ્રકારે સુખી હતો. તો નિર્ધન હતો છતાં ધન પ્રાપ્ત થવાની ઇચ્છા રાખતો નહોતો આ શરીર. તન ધન. જગત, ઇત્યાદિક તમામ નાશવંત છે એમ સમઝીને કોઇ પણ રીતે પોતાના ઉદરનું ગુજરાન કરતો હતો; માત્ર તેની વૃત્તિ શ્રી હરિ ભજનમાંજ તત્પર રહિ હતિ. એક દિવશે એક પુરાણી માહારાજને તેણે પ્રસ્ન કર્યોકે માહારાજ ! આં ચોદ બ્રહ્માંડના અધિપતિ શ્રી કૃષ્ણ પરમાત્મા શી રીતે મળી શકે ! કૃપા કરીને મને તેનો કોઇ રસ્તો બતાવો;

પુરાંણી બાવો બોલ્યો કે, હે ભાઇ મુકિત આપનારતો શ્રી દ્વારકાના અધિપતિ છે માટે તેમની ભકિત તુ કર; એટલે મળશે; હે વિજયસિંહ! હે ખોડાણા ભકિત કરવાથીજ પ્રભુ વશ થાયછે. ભકિતથી ભકતને આધીન રહે છે; જુવો કે ભતિકથી ધ્રુવને અચળ પદ આપ્યું વળિ પ્રહલાદને બચાવીને પોતાનો કર્યો, અર્જુનનો રથ હાંકયો અને સખા થઇને રહ્યા,—બળિરાજાની શેવા બજાવવા ચર્તુમાસ પાતાળમાં રેહેવા બંધાયા,—સુદામાની પગચંપી કરીને તથા તેમના પગને ધોયેલું જળ પોતે પીધુ—વિદુરને ઘેર જઇને ભાજી ખાધી—ભકત નરસંઇયાનું સઘળુ કામ કર્યુ—દ્રોપતિની લાજ લુટાતી હતી તથા વસ્ત્ર ખેંચાતાં હતાં તે વસ્ત્ર નવ

સેને નવાણું આપીને બીરદ રાખ્યું—હે બોડાણા ! જ્યારે ખરો ભાવ હોયછે ત્યારે તે ભાવમાં નિવાસ કરનારા દ્વારિકાધીપતિ છે"માટે ભકિત વિના પ્રત્યક્ષ દર્શન થતાં નથી.

આ પ્રમાણે પુરાણીનું વચન સાંભળીને બોડાણો પોતાને ઘેર આવ્યો, પછી શ્રીદ્વારીકાંનાથ પ્રત્યે તેની ભકતી કરવા લાગ્યો,-પ્રિય વાંચકો ! એટલુતો સ્પષ્ટ છે કે જ્યારે નિર્મળ અંતઃકરણ હોયછે ત્યારે તેના શુદ્ધ અંતઃકરણમાંથી ભાવના. અથવાતો પ્રેમ પણ શુદ્ધ હોય છે;—તેજ પ્રમાણે બોડાણો જીતેન્દ્રિય હતો. અને તે સાથે દયા, સદાચરણ, સત્યતા, અને વીવેકને જાણનારો તથા વર્તનારો હતો તેથી તેની શુદ્ધ વૃત્તિ સાક્ષાત શ્રીકૃષ્ણ પરમાત્મા પ્રત્યે સજ્જડ ચોંટી હતી;

એક દીવશ યાત્રાળુ લોકોની સાથે બોડાણે દ્વારકાં જવાનો નિશ્ચય કર્યો—તે પેહેલાં તેણે પોતાના કરતલમાં અર્થાત હાથમાં તુળશી વાવી. જ્યારે તે તુલસીને માંજરો આવવા લાગી ત્યારે તે બોડાણો યાત્રાળુ લોકો સાથે દ્વારીકાંમાં ગયો-તેણે પોતાના મનમાં એવું નિશ્ચય કર્યું હતું કે મારા કરતલ (હથેલીમાં)ઉત્પન્ન થએલી માંજર સહિત તુલસીદલને શ્રી દ્વરિકાનાથને ચઢાવીશ—તે પછી ઘેર આવીને ફરીથી તુળસી હથેળીમાં વાવવાં અને જ્યારે માંજરો આવે ત્યારે ફરીથી જઇને અને દર્શણ કરીને ચઢાવવા;—આ પ્રમાણે વારંવાર કરવાનો તેણે મનથી નિશ્ચય કર્યો. આ વખતે તો તેની પેહેલ વેલી જાત્રા હતી.

તેણે, ગોમતીમાં સ્નાન કર્યું. પછી દ્વારીકાનાથ ભગવાનના મંદિરમાં જઇને તેમના ચરણ કમળમાં ભાવ પૂર્વક હાથમાં વાવેલાં તુલસીદળ માંજરો સહિત ચઢાવ્યાં; અત્યંત પ્રેમના આવેષમાં આવી ગયેલા બોડાણો શ્રી દ્વારકાંનાથની છબીને અંતરમાંજ ચિંતર્યાં કરતો હતો શ્રીકૃષ્ણ પ્રભુના ચરણથી-તે મસ્તક પર્યંત સુધી નિહાળ્યાં કરતો હતો.

વારંવાર પોતાના મસ્તકને પ્રેમના આવેશમાં હલાવતો તથા આનંદથી ખુશિ થતો અને નેત્રમાંથી હર્ષનાં આંસુ કાઢતો કાઢતો "બલિહાર જાઉં મારા નાથને" બલિહાર જાઉં, હે પ્રભુ! બલીહાર જાઉં; આ પ્રમાણે બોલતો હતો તે બોડાણો પાંચ દીવસ દ્વારકાંમાં રહયો, પણ તમામ વખત દ્વારીકાધીશના પવિત્ર ધામના પગથીયા ઉપર બેશીને તેમની મુર્તિનું ધ્યાંન ધરવામાંજ ગાળતો હતો; છઠે દીવશે સાષ્ટાંગ ડંડાત પ્રણામ કરીને ત્યાંથી નિકળ્યો કેટલાક દીવશે ડાકોરમાં પોતાને ઘેર આવ્યો, પાછુ ફરીથી પોતાની હથેળીમાં તુળશી વાવી અને જ્યારે તૈયાર થઇ એટલે દ્વારીકાં ગયો. આ પ્રમાણે તેણે વારંવાર કરવા માંડયું, આમ કાર્ય કરવામાં તે એક વરસમાં બે વાર દ્વારીકાં જઇ શકતો હતો, કેમકે હથેલીમાં તુલસી વાવેલી તૈયાર થવાને તથા માંજરો આવવાને પાંચ પાંચ મહિના થતા હતા.

આ પ્રમાણે કઠિણ તપ તેણે સાઠ વરસ સુધી કર્યું એટલે તે બોડાણે સરાસરી એકસોને વીસ વખત દ્વારીકાં ગયો હતો; તેની એકંદર ઉમ્મર હેંશી વરસની થઇ ગઇ, શરીરની ચાંમડી લટકવા માંડી, મોઢાની આકૃતિ ઉબેડાઇ ગઇ, કંઠમાંની ચામડી આખલાના કોટમા લટકે છે તેવી લટકવા માંડી. નેત્રમાં ખાડા પડવા લાગ્યા. લમણા સુકાઇ જવા આવ્યા, શરીર ઉપર ઘણી જગોએ કરચોળીયો વળી ગઇ પગની શકતી છેક કમી થઇ ગઇ, ધીરે ધીરે ચાલવાની ગતી થઇ ગઇ, નેત્રમાંથી તેજ પણ ઝાંખુ થયું. તો પણ જે તપ આરંભ્યુ હતું તે, તપનો ટેક એવોને એવોજ રાખ્યો હતો, એવા વૃદ્ધ શરીરથી ધીરે ધીરે પણ ચાલીને યાત્રા કરતો હતો; બોડાણાની સ્ત્રી ગંગાબાઇ પણ ઘણી વખત બોડાણાની સાથે ચાલીને દ્વારકાં ગઇ હતી જ્યારે તે

છેક અશકત થઇ ત્યારે તેણીયે શ્રી દ્વારીકાંનાથની મુર્તી અંતરમાં ધારીને સ્મર્ણ કર્યાં કરતી હતી.

દર વરસે બે વખત બોડાંણો દ્વારીકાંમાં જતો હતો, તે પ્રમાંણે બોડાંણો છેક વૃદ્ધ થયો તોપણ હજુ સુધી તેના અત્યંત કઠિણ તપમાં ભંગ પડવાને હરકત આવી નથી એમ જાણીને દ્વારિકાં નગરના મંદિરના શેવકો તથા બીજા વિદ્વાન માહાત્માઓ ઘણુંજ આશ્ચર્ય પામતા હતા; અને કેટલાક ખાઇ જતા હતા કે આ બોડાંણાના કઠિણ તપનો કોણ જાણે કેવો પરીણામ થશે! અહાહા ધન્ય છે ક્ષત્રી વીર મર્દને કે છેક અશકત સ્થિતિએ પોહોચેલો છતાં પણ દ્વારિકાંનાથનો પકડેલો પલ્લો છોડતો નથી, વળી બોડાંણો વૃધ્ધ છે..છતાં હવે તેને કયા ફળની વાંચ્છના રહી હશે તે કંઇ જણાતું નથી, આ પ્રમાણે કેટલાક માણસો બોડાણાની કઠિણ તપસ્યા જોઇને કલ્પના કરતા હતા.

એમ કરતાં બોડાણાની ઉમર ત્યાસી વરસની થઇ ત્યાસીમે વરસે બોડાંણો દ્વારીકાંમાં ગયો; તે વૃધ્ધ ભકતે પ્રેમ પુર્વક હથેલીમાંનાં તુલસીદળ ચરણાર્વિંદપર ચઢાવ્યાં.

આ વખતે તેના ભાગ્યનો ઉદય થયો. પ્રાત:કાળનો બાલ સુર્ય પ્રકાશ કરતો જેમ સર્વને આનંદ આપે છે તેમ બોડાણાનું ભાગ્ય બાલ સુર્ય પ્રકાશ જેવું પ્રકાશ્યું. દ્વારિકાંધીશ પ્રસન્ન થયા; પછી કૃપાનેત્ર દ્રષ્ટીથી નજર કરીને કહેવા લાગ્યા કે—

વ્હારે ધાજો ગોવર્ધન ધારીરે એ રાગ.
બલિ ભકિત બોડાણા તમારીરે
તમે વૃત્તિ ખેંચી લીધી મ્હારી;
શું કહું વિચારી, તહારી ઇમાનદારી,
પ્યારી પ્યારી છે આનંદ કારી.
બલિ ભકિત.

દિલ્દારી અધિકારિ છે સારિ સાર,
ભક્ષા નક્કી કહું છું ધારિ ધારિ;
તું જ પ્રેમે હું બંધાયો.
ત્હારી કરીશ રખવારી
ભલિ ભકિત.

હે બોડાણા તાહારી ભકિતએ મને પ્રસંન્ન કર્યો છે, હું ત્હારા અંતઃકરણના વિચારને જાણુંછું તું કેવળ વિરાગી છતાં આખા બ્રહ્માંડના વૈભવને તુચ્છ માનનારો છું. તેથી જે તેં ભકિત કરી છે તે માત્ર મને પ્રસંન્ન કરવાને માટેજ છે, માટે હું તારા સમિપ નિરંતર રહિશ, હું ત્હારૂં રક્ષણ કરીશ, હે બોડાણા આ કળિયુગમાં ત્હારા જેવું કોઇએ પણ તપ કર્યું નથી, તેથી ત્હારા કઠિણ તપ અને ભકતીનો દેવાદાર હું થયો છું માટે તમારા ઋણથી હું શી રીતે મુકત થઇ શકીશ હે બોડાણા તું છેક વૃધ્ધ થઇ ગયો છે, વળી તારામાં શક્તિ પણ રહી નથી છતાં બસે કોસની મુસાફરી પગે ચાલીને મારા માટે કરે છે તથા હાથમાં તુળસી વાવવાનું મહા દુર્ઘટ સંકટ વેઠે છે, અને એટલુ કરીને તું મારા દર્શન માટે આવે છે તેથી હુંજ તારી પાસે રેહેવા આવીશ, માહારા પ્યારા ભક્ત બોડાંણા તારા ગામમાં હું વશિસ, શ્રીકૃષ્ણ પરમાત્માનું વચન સાંભળીને હર્ષથી શરીરની રોમાવલી ઉભી થવા માંડી, પ્રેમથી નેત્રમાં હર્ષનાં આંસુ ઉભરાવા લાગ્યાં તે સાથે બે હાથ જોડીને નીચેના શ્લોક પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યો—કે

वंशस्थवृत्त

श्रीकृष्ण नारायण वासुदेव
श्री द्वारिकाधीश जग न्निवास
गोवर्धनो द्धारक चक्रपाणे
त्वत्पाद पद्मं मनं नमोस्तु
देवाधिदेव त्रिदशैक नाथ
स्वभक्त कल्पद्रुम दिव्यरूप
ब्रह्मा दिभिः सेवित पादपद्मः
श्री द्वारिकानाथ नमो नमस्ते

હે શ્રીકૃષ્ણ! હે નારાયણ! હે વાસુદેવ! હે દ્વારિકાના સ્વામિ! આ સંસારરૂપી સમુદ્રમાં પડેલો હું ક્ષુદ્ર પ્રાણી ક્યાં અને તમારી મારા વિશે કૃપા ક્યાં હે ભગવાન અમારાં દુરિત કૃત્યો ઉપર આપની નજર ન જતાં દયા રાખો છો હે પ્રભુ આપ મર્મજ્ઞછો, માટે હવે મારી વૃધ્ધાવસ્થા ઉપર નજર કરીને કૃપા રાહે ડાકોરમાં પધારો તો સારૂ, હે પ્રભુ આપનાં પ્રત્યક્ષ દર્શન થયાં તેથી હું માહરા ભાગ્યને ધન્ય કહુંછું કે હું કૃતાર્થ થયો છું, હવે હું ઘેર જઇને આપને લાવવાને માટે ગાડુ લાવુંછું, વળિ જેમ બનશે તેમ ઉતાવળ કરીશ.

બોડાણાનું વચન સાંભળીને દ્વારીકાનાથ પ્રભુ બોલ્યા કે ઠીક છે તું જા, અને જલદીથી આવ્ય, આ પ્રમાણે કહીને પોતે અંતર્ધ્યાન થઈ ગયા. એટલે આનંદ પામતા બોડાણાજી પોતાને ઘેર ડાકોર જવા નીકળ્યા.

# પ્રકરણ ૨ જું

## ડંકપુર (ડાકોર) માં શ્રી દ્વારિકાંનાથનું પધારવું

### બોડાણાનો પરીશ્રમ



દ્ધ અવસ્થાને લીધે ધીમે ધીમે કેટલીક મુદ્દતે બોડાંણોજી ડાકોર આવી પોહોચ્યા—દ્વારીકાં માં જે હકીકત બનિ તે તમામ વાત ગંગાબાઇને બોડાંણે કહી સંભળાવી.

વૃદ્ધ અવસ્થાવાળી ગંગાબાઇ ઘણીજ ખુશિ થઇ તેંણીએ પોતાના વૃધ્ધ નેત્રમાંથી પ્રેમનાં આંસુ આણીને કહેવા લાગી કે હે નાથ ! તમે સાક્ષાત દ્વારકાંનાથનાં દુર્લભ દર્શણ કર્યાં તેથી આપણી ઇકોતર પેઢીને સ્વર્ગ સ્થાન મળી ચુકયુ છે; હે પ્રભુ ! હવે હુ આ નેત્રથી શ્રીકૃષ્ણચંદ્ર પ્રભુને ક્યારે જોઇશ ! મારી ઇચ્છા દર્શણ કરવાની છે. આપણા ઉપર સંપુર્ણ કૃપા કરીને જ્યારે પોતે પધારવાના છે તો હવે વિલંબ કર્યા વિના ગાડુ જોડાવીને દ્વારકાં જાઓ, અને પ્રભુને લાવો.

બોડાણાએ પોતાની સ્ત્રીને ધીરજ આપીને કહ્યું કે હુ એજ કામને માટે ખટપટ કરવા નીકળ્યુછું એમ કહીને તે ડાકોર ગાંમના દરેક કણબી લોકોને પુછ પરછ કરવા લાગ્યો.

કેટલાક એમ કહેવા લાગ્યા કે બસે ગાઉ સુધી ગાડુ જોડીને કોંણ આવે ! કદી આવીયે તો મન માંન્યા પૈસા મળ્યા શીવાય શી રીતે નીકળી શકાય !

બોડાણાએ કહ્યું કે મારા ઘરનાં વાસણ કુસણ વેચતાં જે કંઇ રકમ થાય તે તમે લ્યો. અને કૃપા કરીને હુ ગ

રોજને માટે કામ કરો—હવે હુ અશકત છુ માટે ગાડુ લઇ જવાને જરૂર છે. મને બળદ અને ગાડુ સોંપો એટલે હુ જ હાંકીને લઇ જઇશ;"

આ પ્રમાણે બોડાંણે ઘેર ઘેર પુછ્યું પણ દ્વારકાં સુધી લઇ જવાને માટે કોઇએ પણ બળદ કે ગાડુ આપ્યુ નહી બોડાંણો ગરીબ સ્થિતિનો નિર્ધન હતો, તેથી કિમતિ બળદ અને ગાડુ કોંણ સોંપે ? કદી સોંપેતો બસે ગાડિની મુસાફરી માટે કોંણ આપે ! તેથી તે બોડાણાના કામનો કોઇ બેલી કોઇ થયુ નહિ આખો દીવસ ઘેર ઘેર ભટકયો જેને તેને મસ્તક નમાવીને આજીજી કરી, વળિ પોતાના એક ફેરાની યાત્રાનું ફળ આપવા તૈયાર થયો; તો પણ બળદ અને ગાડુ આપવાને કોઇના મનમાં વસ્યુ નહી. છેક સાયંકાળ થયો; એટલે તેણે આશા મુકી જે કાર્ય કરવાની તેણે હિમ્મત રાખી હતી તે હિમ્મતનો વેગ ખશી ગયો કેવળ નરમ થઇ ગયો અને છેવટે ગામને ગાં દરે જઇને એક વ્રક્ષ નીચે એકાંન્તે બેઠો,—અનેક વિચાર ના સંઘટ્ટનમાં ભ્રમિત થએલો ડોસો ચારે બાજુ જોવા લાગ્યો પણ શું દેખાય ! ગાડુ અને બળદતો જણાયુ નહી પણ કેવળ વૃક્ષ અને પાંદડાંજ દેખાતાં હતાં— આ વખ તે તેના નેત્રમાંથી આંસુ ખરવા લાગ્યાં—વળિ હૃદય પણ ખિન્ન થઇ ગયું હતું છેવટે રોઇ પડયો અને રોતાં રોતાં ઇશ્વરને અરજી કરવા લાગ્યો.

### ગાયન [૩]

કયાં થકિ આ સંભળાય. મધુર સ્વર ક્યાં થકી એ રાગ.

રે પ્રભુ વિશ્વાધાર, દયાનિધિ
રે પ્રભુ વિશ્વાધાર— (૨)

કર્મ હીણુ હુ નિર્ધન કેર કાર્ય થયુ નહિ સાર
મનના મનોરથ મનમાં રહ્યા પ્રભૂ-, થઇ ગયોછુ લાચાર-
દયાનિધિ ૧
શી રીતે આવુ તવ ચરણે, શી રીતે થાઉ તૈયાર
એક આશરો નાથ તમારો, દાસનું હિત કરનાર
દયાનિધિ. ૨
હર્બદ હરકત દુર કરો પ્રભુ કરિ મુજપર ઉપકાર
વૃધ્ધ અપંગ બોડાણાની અરજી, સાંભળો જગ કીરતાર
દયાનિધિ ૩

ગભરાઇ ગએલા બોડાણાએ આ પ્રમાંણે સ્તુતી કરી એટલામાં તે રસ્તે થઇને વૃદ્ધ અવસ્થાએ પોહોચેલો એક ગોપ જતો હતો તે ગોપે બોડાંણાને પુછ્યુ કે કેમ ભાઇ આજ ઘણે દિવશે અહિયાં એકલા બેસી રહ્યાછો ! શુ તમે કોઇની રાહ જુવોછો !

બોડાંણાએ કહ્યું કે હે ભાઇ માહરે દ્વારકાં યાત્રા માટે જવુ છે અને હુતો કેવળ અશકત થઇ ગયોછુ તેથી બે બળદ અને ગાડાની મને જરૂર પડીછે, વળિ તેટલા માટે તો હુ આખા ગામમાં ભટકયો અને ભાડાના પૈસા આપુછુ તોપંણ કોઇ ગાડુ બળદ આપતુ નથી.— હે ભાઇ ! એટલા માટે તો હુ નિરાશ થઇને બેઠો છુ.

વૃદ્ધ બોડાણાની મુખાકૃતિ દીનતાથી દયા ઉત્પન્ન થાય તેવા તથા તેનુ વિકળ ચિત જોઇને ગોપ બોલ્યો કે તમે નેત્રમાંથી આંસુ કાડવામાં તમારી યાત્રાનો ઉચ્છાહ પરમાત્મા પુર્ણ કરશે,

બોડાણાએ હાથ જોડીને ગોપને કહ્યું કે ભાઇ જો કે તમારી પાસે ગાડુ અને બળદ હાયતો કૃપા કરીને આપોં હુ તમારો જન્મ ભર ઉપકાર માંનીશ;

મારી પાસે બે બળદ અને ગાડુ છે પણ બળદ ઉપ યોગમાં આવે તેવા નથી. તે બે બળદ નાહક કામ વીના ના મારે ઘેર ખીટાએ બાંધી મુકવામાં આવેછે, તે છેક ઘ રડા થઇ ગયાછે પગમાં બીલકુલ જોર નથી જ્યારે પુછડુ તાંણીયે છીએ અને બે ત્રણ માણસ જોર કરેછે ત્યારે તે ઉભા થાયછે. એટલુંજ નહી પણ પાંચ છ વરસથી રોગી ષ્ટ થઇ ગએલા મોહોતની વાટ જોઇ રહેલા બળદીયા છે છતાં તેવા બળદ બસે ગાઉની જમીન શી રીતે કાપી શકે નાંની સરખી કિડી જેવી રીતે સમુદ્ર તરી શકતી નથી તેવા રીતે તે બળદ ગાડાને ખેંચીને દ્વારકાં જાય એતો આશા મુકી દેવા જેવી છે જો તમારે એ બાબત ખાત્રી કરવી હોયતો તમેજ તે બળદને માટે પરિક્ષા તથા પરીશ્રમ કરી લ્યો એટલે બસ છે તેમ છતાં તેવા બળદથી તમારૂ કાર્ય થતુ હોય અને દ્વારકાં લઇ જવાની તમે હિમ્મત રાખતા હો તો હુ અત્યારે તે બળદ અને ગાડુ તમને સોંપી દઉછુ—આ પ્રમાંણે ગોપે બોડાંણાને કહ્યું.

જેવી રીતે પરિપકવ થએલી મિષ્ટ કેરી હાથમાં મળ્યા છતાં તેનો રસ ખવાઇ શકાતો નથી તથા જેવી રીતે હાથમાં અમૃતનું પાત્ર મળ્યા છતાં તેને પીવાઇ શકાતું નથી; જેવી રીતે બહુ તરશ લાગી હોય અને તેથી કંઠ સુકાઇ જતો હોય છતાં પાણીનો ભરેલો લોટો હાથમાં મલ્યોછે છતાં તે પાંણી પીવાઇ શકાતુ નથી અને તેથી કરીને અંતઃકરણ ઘણું મુઝા ય છે અને દુઃખી થાયછે તેવી રીતે ગાડુ અને બે બળદ બોડાંણાને મળી શકેછે પણ બળદની નિર્બળ સ્થિતિ જાણી ને બોડાંણો ઘણુજ મુઝાવા લાગ્યો; તોપણ તે ગોપની સા થે તેને ઘેર ગયો; અને બળદ નજરે જોયા, ત્યારેતો ખરે ખર રીતે ગોપના કહેવા પ્રમાણેજ સ્થિતિ જણાઇ તોપણ શ્રી કૃષ્ણ પરમાત્માની આજ્ઞા ઉપર ભવિષ્યમાં કાર્ય સફળ

થશે એવી પક્કી શ્રદ્ધાથી તેવા નિર્બળ બળદને ગાડું જોડી ને દ્વારકાં જવાનો નિશ્ચય કર્યો બોડાણાને સાક્ષાતકાર થયો હતો,

શ્રી દ્વારિકાધીશ પોતે રૂબરૂ મળીને જયારે તેને આજ્ઞા કરી હતી છતાં તૈયારી કરવામાં આ પ્રમાંણે વિઘ્ન આવવા માંડયુ ત્યારે તેના સ્વચ્છ હ્રદયમાં ઉત્તમ વિચાર ઉત્પન્ન થવા લાગ્યા,—રામચંદ્રજીના નામના આધારથી સમુદ્રમાં પથ્થર તર્યા તથા રામચંદ્રજીની ભકિતને આધારે કરીને શ્રી હનુમાનજીયે એકજ ફલંગમાં સમુદ્રને ઓળંગ્યો શ્રી વિષ્ણુ પરમાત્માની ભક્તિથી જે કે અગ્નિથી લોખંડના સ્થંભને લાલચોળ તપાવી ને તેની સાથે બાથ ભીડાવવા પ્રહ્લાદને માટે ગોઠવણ કરી હતી તથાપી તે લોખંડ સીતળ જળની માફક ઠંડો છે એવુ ઇશ્વરે પ્રહ્લાદને દર્શાવ્યુ ફેરાવ્યુ સ્થંભ ફાટયો અને નૃસિંહરૂપ પ્રગટ થયુ—જોકે તેલની કઢાઇ ઉકળતી હતી તેમાંથી પણ સુધન્વાને બચાવ્યો—આ તમામ ઇતિહાસ બોડાણાના અંતઃકરણમાં યાદ થવા લાગ્યા તેથી શ્રીકૃષ્ણ પરમાત્માની આજ્ઞા ઉપર ધોરણ રાખીને બોડાણે તેવા બળદને લઇ જવાને નિશ્ચય કર્યો; બોડાણે પેલા ગોપને કહ્યુ કે હે ભાઇ ભલે કદી આહાવા નિર્બળ બળદ હોય તોપણ હું એજ બળદથી કામ લઇશ, એમ બોલીને ચુપ. થઇ ગયો

ગોપ બોલ્યોકે—ભલે લઇ જાઓ, પણ તેને સારો ખોરાક આપશો તો કાંઇ કરતાં નિભ શકશે નહિતો રસ્તામાંજ રાંમ શરણ પોચશે તો પછી તમે આ ગાડાને શું કરશો; વીસ મણ વજનનું ગાડું શું તમે માથે મુકીને ફરશો; કદાચ વગડામાંજ બળદ લાંબા થઇને યમદ્વારમાં પોહોચ્યા, તો પછી તમે શુ કરવાના હતા ? તો શું તમે એ ગાડાને મુકીને આગળ ચાલતા થશો ? હે બોડાણા ! મને તો હર

કત નથી પણ તમને અનેક પ્રકારની હરકતો આવી નડશે જે કાંઈ કામ કરવું તે પેહેલાં વિચાર કરવો જોઇએ-કેવળ સાહસ કામ કરીને જે માણસ રેતીમાં પાયો ખોદીને નદિના કીનારાના થડમાં ઘર કરેછે તે ઘર વર્ષા રૂતુમાં જળની રેલ કે પુર આવવાથી પડી જાય છે તેજ પ્રમાણે આ બળદ માટે તમારે સમજવાનું છે ખેર હુંતો તમને આગળથી કહુંછુ છતાં તમે જાણો અને તમારી યાત્રા જાણે. હુંતો મારૂ ગાડુ અને મારા બળદ તમારી પાસેથી સંભાળી લેવાનોછું હે બોડાણા આ બળદ પૈસાના લોભથી હું તમને આપતો નથી. પણ માર્ગમાં ઘાસ તથા ગોળ અને ખોળ ખવરાવીને પોષણ કરવા આપુછું કેમકે તે બળદ કેવળ વૃદ્ધ છે

આ વખતે ગોપના આડોશી પાડોશી પણ ત્યાં ઉભા હતા તેઓ કહેવા લાગ્યાકે બોડાંણો કાળજી રાખે તેવો છે છતાં કદાચ મોહત આવ્યુ અને બળદ મરી જાય તો પુવિત્ર યાત્રા સ્થાનના પ્રભાવથી બળદોનું પણ મોક્ષ થશે; વળી તમારે ત્યાં પણ ઉપયોગ વીનાના ખીટે બાંધી રાખવાંમાં આવે છે તો પછી તેની વિશેષ કાળજી રાખવા જેવી નથી.

પાડોશીનું વચન સાંભળીને ગોપને પણ સંતોષ થયો પછી બેશી રહેલા બળદનાં પુછડાં પકડીને પરાકાષ્ટાએ ઉભા કરવામાં આવ્યા. અને તે. બળદના કાંધ ઉપર શ્રી કૃષ્ણ પરમાતમાનું સ્મર્ણ કરીને ગાડાનું ધુસરૂ મુકવામાં આવ્યુ પછી તે ગાડુ હાંકીને પોતાને ઘેર લાવ્યો. તે ગાડામાં. ગોળ ખોળ અને ઘાસના પુળા ભરીને દ્વારકાં તરફ જવાને બોડાંણે તૈયારી કરી આ વખતે ક્રોધ-નેત્રથી દ્રષ્ટી કરતી ગંગાબાઈ હાથમાં લાકડી પકડીને પેલા બન્નો બળદના કાનમાં જઇને કહેવા લાગીકે-બાપુ ! તમારૂ પણ કલ્યાણ થશે. માટે બોડાંણાને જેમ હરકત પડે નહિ તેમ સત્વરથી

ચાલજો વૃધ્ધ ડોશી કેવળ સ્વચ્છ શ્રદ્ધાવાળી હતી તેથી તેણે આ પ્રમાણે શબ્દ વાપર્યાં,—

"જય શ્રીકૃષ્ણ પરમાત્મા." એવાં શબ્દ કહીને બોડાણો ગાડાના ધુસરે બેઠો અને દ્વારીકાનો માર્ગ પકડયો—

## બે બળદ કોણ હતા !

હે સૌનકાદિક રૂષિઓ ! એ બન્યો બળદ ગણુ પાંમે, તેવા હતા. પણ બ્રાહ્મણના પરસ્પર શ્રાપથી તે ગણું પામ્યા નહોતા.

સુત પુરાણીનુ વચન સાંભળીને સૌનકાદિક કહેવા લાગ્યા કે હે મહારાજ ! તે કોણ હતા ! અને શી રીતે બળદ થયા એની કથા કૃપા કરીને સંભળાવો;

સુત પુરાણી બોલ્યો કે પૂર્વે જનકપુરમાં શ્રીકંઠ અને સોમેશ એ નામના બ્રાહ્મણો વેદ શ્રુતિનું પઠન કરતા હતા વેદના અભ્યાસથી તેઓએ ખ્યાતિ મેળવી હતી દર રોજ પ્રાતઃકાળમાં ગંગામાં સ્નાન કરીને તથા સંધ્યા વંદનાદિક નિત્ય કર્મ કરીને પછી સાયંકાર સુધી શ્રી રામજી મંદીરમાં વેદનો પાઠ કરતા હતા; આ પ્રમાણે તે બન્યે બ્રાહ્મણનો દરરોજનો નિયમ હતો;—એ મંદિરમાં સાયંકાળે નિલકંઠ નામનો પુરાણી મહારાજ હતો તે પુરાણોક્ત કથા કહેતો હતો કથા સાંભળવાને માટે સેંકડો શ્રોતા જનો સાંભળવાને માટે આવતા હતા—શ્રી કંઠ પુરાણીયે કથા પ્રસંગમાં એ વખતે એક શ્રુતિનો ઉચ્ચાર કર્યો હતો તે શ્રુતિ સાંભળીને પેલા બન્યો બ્રાહ્મણ જે કે શ્રીકંઠ અને સોમેશ હતા તેઓએ શ્રીકંઠ પુરાણીને કહ્યું કે હે મહારાજ ! તમે આ શ્રુતિમાં એક પદ ચુકી ગયા છો સઘળી સભામાં જ્યારે આ પ્રમાણે તે વેદીયાઓએ પુરાં

ણીને કહ્યું તેથી પોતાનું અપમાન થયુ એમ સમઝીને અ હંભેદ વૃત્તિ દ્વારાએ પુરાણી બાવાને ક્રોધ ચઢયો; અને બોલ્યા કે હે માહારાજ હે વેદીઆઓ! હજુ તમને વેદના અર્થની ખબર નથી. તમેતો કેવળ પાઠ કરી જાણો છો પણ તેનો અર્થ કરી જાણતા નથી. માટે હુ જે કહુછુ અ ને સમઝાવુંછું તે માત્ર શબ્દના અર્થ પ્રમાંણેજ પાઠ થવો જોઇએ;

વેદિયાઓએ કહ્યું કે શ્રુતિનો પાઠ તો એકજ છે; અને વેદ કાંઇ પુરૂપ કૃત નથી.—વળિ તેનો અર્થ પણ ઘણો દુર્ઘટ છે.

નીલકંઠ પુરાંણી બોલ્યા કે—તમને શબ્દનું ગ્નાન નથી; કેવળ પશુની માફક વેદનો પાઠ કરીને તે પાઠરૂપી બોજ ઉચકનારાછો; તેથી તમે અગ્નાનીછો, તેમજ તેમાંના તાત્પર્ય સમઝી શકતા નથી; આ પ્રમાંણે પુરાંણી બાવા સાથે વેદી યા બ્રાહ્મણોનો સંવાદ થયો પુરાણીએ પોતાની વિદ્વતાનો ફાંકો બતાવ્યો પણ ઘણો ખરો ભાગ તે મંદિરમાં આવેલા શ્રોતા જનોનો હતો તેઓ વેદીયા બ્રાહ્મણના પક્ષમાં વળ્યા હતા તેથી અગ્નિમાં ઘીઇ હોમ્યાની માફક નીલકંઠ પુરાણી ક્રોધથી પ્રજવાલીત થયો નેત્રમાં ક્રોધની અસર તુરતજ થઇ ગઇ અને તે સાથે હોઠ ફફડાવીને લાંબા હાથ કરીને વેદી યા બ્રાહ્મણોને કહેવા લાગ્યો કે અરે મુર્ખ વેદીઆઓ! તમે વેદનો અર્થ જાણ્યા વિના આખલાની માફક બરાડા પાડોછો માટે તમે બન્યો જણ બળદ થશો; તમે લોકો આ હાવા શ્રાપનેજ લાયકછો;

પુરાણીનો શ્રાપ સાંભળીને પેલા બન્યો વેદીયાએ કહ્યું કે—હે પુરાંણી! તમે સમઝયા વિના કાગડાની પેઠે લવારો

કરોછો માટે તું પણ કાગડો થઇશ;—પરસ્પર શ્રાપથી ક્રોધે ભરાયલા. અને સંતાપ કરતા સાયંકાળે ગોદાવરી નદીને તીરે ગયા,

પછિ તેઓ પસ્તાવા લાગ્યા અને થએલા શ્રાપનું વિમોચન તથા અવધી કરવાને માટે નીલકંઠ પુરાંણીએ બન્યો વેદીઆ બ્રાહ્મણોને કહ્યું કે તમને બળદના અવતારમાં જુસરાનું દુઃખ ન પડે માટે તમે બન્યો જણ ઘણા દુબળા અને અશક્ત રહેશો;

વેદીઆઓએ કહ્યુ કે તમને ગોમતી કીનારે કોઇ ભિલ્લ મારશે. તેથી તમારો મોક્ષ શ્રીકૃષ્ણ કૃપાએ કરીને હમારી સાથે મોક્ષ થશે; એટલુ કહીને તેઓ છુટા થયા પછી પેલા બન્યો વેદીયાઓ બળદ થયા, અને પુરાંણી હતો તે કાગડો થયો.

કાળે કરીને તે બન્યો બળદને ગાડુ જોડીને બોડાંણોજી દ્વારકાં તરફ જવા લાગ્યો—

બળદની ધીમી ધીમી ચાલથી ઘણા દીવશે દ્વારકાંમાં બોડાંણો જઇ પોહોચ્યા અને એક બ્રાહ્મણને ત્યાં ઉતારો કર્યો—પછી મંદિરમાં જઇને પોતાનું મસ્તક નમાવ્યુ એકાગ્ર વૃત્તિ વડે કરીને હ્રદયમાં ધ્યાન ધર્યું—પોતાના વિચાર હાથ જોડીને જણાવી દીધા અચળ દ્રષ્ટી કરીને સ્તુતિ કરી એટલુ કહીને બોડાંણો બ્રાહ્મણને ઘેર પોતાને ઉતારે આવી પોહોચ્યો પછી ભોજન કરીને શ્રમિત થએલો વૃદ્ધ બોડાંણો સુઇ રહો;

આ તરફ શ્રીદ્વારિકાનાથજીના મંદિરમાં ભગવાનના શેવકો પરસ્પર વિચાર કરવા લાગ્યા, સ્વભાવિક તર્ક ઉઠાવીને શંકાના સમુદ્રમાં ડુબકીખાવા લાગ્યા એક એમ કહેવા લાગ્યો કે આ વખતે બોડાંણો હાથમાં તુળસી વાવ્યા વિના

આવ્યોછે-તે સાંભળીને બીજાએ કહ્યુંછે કે તેણે એવું કઠિણ તપ કર્યું છે કે શ્રી દ્વારકાંનાથ પ્રસન્ન થયા વિના રહેજ નહી આજ કળિયુગમાં એના જેવું કોઇએ પણ તપ કરયું નથી ત્રીજો એમ કહેવા લાગ્યો કે ભાઇયો ! એ વૃદ્ધ થઇ ગએલો બોડાંણો ગર્ણના ચક્રમાં આવી ગએલો અશક્ત છતાં પણ આ તરફ આવવાને પોતાનો ટેક છોડતો નથી છતાં હવે તેના હ્રદયમાં સાની આશા હશે ઘણું ભાગેતો મોક્ષ ની હોવીજ જોઇએ

ચોથો બોલ્યો કે મારી કલ્પના એવી છે કે તે આપણા દ્વારિકાધીશને વખતે રખેને લઇ જાય ! કેમકે એમ કરવા થી તે પોતાના ધામમાં નિરંતર દર્શણનો લાભ મેળવી શકે કેમકે બોડાણા જેવો પરમ ભક્ત આટલામાં કોઇ જો વામાં આવ્યોજ નથી શ્રી કૃષ્ણ પરમાતમા ભક્તને આધિન છે માટે એ બાબત કાંઇ કહી શકાય નહી;

ચોથાનું વચન સાંભળી પેહેલો પુજારી ચમક્યો અને બોલ્યોકે મિત્ર તારૂ બોલવું ઘણે દરજજે વ્યાજબી લાગે છે કદાચ એમ પણ બનવાનો સંભવ છે જુવોને આ વખતે તો ગાડુ પણ લાવ્યો છે; વળિ એકલો છે તે કાંઇ એવો વ્યાપાર કરતો નથી કે અહિથી માલ લઇ જાય.

બીજો પુજારી વિશેષ ખાલી કરવા સારૂ તાળી બજા વીને કેહેવા લાગ્યો કે—હાંહાં; અત્યારે મને સારી પેઠે યાદ આવ્યુ કે, તે જ્યારે મંદિરમાં દ્વારિકાંધીશના સાંમે ઉભો રહે છે તે વખતે તેની દ્રષ્ટી વિચિત્ર લાગે છે. વળિ તે એકદમ શુન્યકાર જેવો બનિ જાય છે, જાણે પ્રભુનું ધ્યાન ધરિને કાંઇક કહેતો હોયની ! એવુજ માલુમ પડે છે. મને તો ખાસરીતે એવી ખાત્રી થાય છે કે. મંદિરનો પાકો બંદોબસ્ત રાખ્યા વિના જો કે આપણે ગફલતમાં રહિશું તો વખતે ઉઠાવીને ચાલ્યો જાય પણ ખરો;

મંદિરના તમામ ગુગળી પુજારીયોએ આ પ્રમાણે વિચાર કર્યો; છેક સાંજ પડયા પછી રાત્રી થઇ. નિત્ય પ્રમાંણે નિયમ કરીને તેઓએ અંદરની બાજુએ સાંકળ ભુંગળ તથા બાહેર ચોકી પેહેરો મુકયો ત્યારબાદ તેઓ પોતાને ઘેર ચાલ્યા ગયા; સુમારે અર્ધ રાત્રી વીતી ગઇ હતી બરાબર અંધારાની કાળાશ ભય પ્રગટ કરે તેવી દેખાવા લાગી આકાશમાં નક્ષત્રો (તારાઓ) એના ઉપર વાદળીયોની કાળી ઘટા ફેલાઇ ગએલી હતી, આ વખતે સઘળી જગોએ શાન્તતા હતી. માત્ર સમુદ્રના જળનાં મોજાં અથડાતાં હતાં તેથી તેનો નાદ વારંવાર સંભળાયાં કરતો હતો; દ્વારીકામાં તમામ લોકો નિદ્રાવશ થયા હતા,

બોડાંણો પણ ઘોર નિંદ્રામાં હતો તેને એકાએક સ્વપ્ન આવ્યુ. તે સ્વપ્નમાં દ્વારિકાંધીશે બોડાણાને કહ્યુ કે ઉઠ ઉઠ શામાટે નિરાંતે સુઇ રહ્યો છે! ગાડે બળદ જોડય અને મને લઈ જા; આટલુ કહીને અંતર્ધ્યાન થયા

સ્વપ્ન આવવાથી બોડાંણાનાં નેત્ર ખુલ્લાં થયાં. જેમ બને તેમ તાકીદથી તેંણે કમર બાંધીને ગાડે બળદ જોડયા અને દ્વારકાંના મંદિર આગળ આવીને ઉભુ રાખ્યું સત્વરથી ગાડા ઉપરથી ઉતરીને મંદિરના દ્વાર આગળ ગયો એટલે પેહેરેગીરોનાં નાક બોલ્યાં કરતાં હતાં અર્થાત તેઓ ભર નિંદ્રામાં હતા તેથી તેંણે દ્વારના વાશેલા કમાડને હાથ અડકાડયો એટલે બારણાં ખુલ્લાં થઇ ગયાં એટલે મોહોટો ચોક આવ્યો તે ચોકનો ભાગ વટાવીને મંદિરમાં બારણાંના મજબુત કમાડને હાથ અડકાંડયો એટલે જાણે કોઇ ઉઘાડતું હોયની! તેવી રીતે ખડખડાટ થયા વિના જલદીથી કમાડ ઉઘડી ગયાં; એટલે સાક્ષાત દ્વારીકાંધીશની મનોહર મુરતી જોવામાં આવી તે મુરતીમાંથી એવો શબ્દ નીકળ્યો

કે અલ્યા જોઇ શું રહ્યો છો મને ઉઠાવીને બગલમા લગાવી દે અને ગાડાંમાં મુકી દે.

એટલુ સાંભળતાંજ બોડાણે તેમજ કર્યું અને યુક્તિથી. જ્યાં પોતાનુ ગાડુ ઉભુ રાખ્યુ હતું ત્યાં આવીને ઉભો રહ્યો પછી પ્રભુને ગાડામાં પધરાવ્યા પ્રિય. વાંચકો આ વખતે બોડાણાના ગાડામાં ઘાસનાં પુળિયાં હતાં તેમાં કાંઇ મુખમલનું આસન કે ઉતમ પ્રકારની પથારી નહોતી પણ ભકતના પ્રેમને માટે તેવા ઘાસમાં બિરાજમાંન થયા આ વખતે બોડાણાની ભકિતને ધન્યવાદ આપવાને માટે તથા બોડાણા ઉપર સંપુર્ણ કૃપાનો દેખાવ જોઇને દેવતાઓએ આકાશમાંથી પુષ્પની વર્ષા કરી;

આં વખતે ભગવાને બોડાણાને કહ્યું કે બોડાણા ! તું અશકત છે વળિ અંધારી રાત્રી છે. તેથી ખાડા ટેકરા તારા જોવામાં આવશે નહી. તેમજ તુ બરાબર જોઇ પણ શકતો નથી તુ થાકી ગયેલોછું માટે આ ગાડામાં આરામલે. અને લાવ્ય મારા હાથમાં અછોડો અને પરોંણો એટલે હુંજ ગાડુ હાકીશ પ્રભૂની આજ્ઞા માંથે ચઢાવીને બોડાણો. તે ગાડામાં લાંબો થઇને સુતો, યદ્યપિ નિદ્રા વશ થયો નહી. પણ સુતો સુતો પ્રભુ સાથે વાતો કર્યાં કરતો હતો

જે વખતે પરોંણો અને રાશ પકડીને ભગવાન ગાડા ઉપર બેઠા તે વખતે તેજોમય દેહ ધારણ કરેલો દેવ આવીને નમસ્કાર કરીને ઉભો રહયો ભગવાને તેને આજ્ઞા કરીકે હવે તુ વીમાનમાં બેસીને સ્વર્ગમાં જા પેલો દિવ્ય કાંતિ વાળો માણુસ ચાલ્યો ગયો આ ચમત્કાર જોઇને બોડાણાને વિસ્મય લાગ્યુ પછી બોડાણે ભગવાન પ્રત્યે કહ્યુ કે હે કૃપા સિંધુ એ દિવ્ય દેહ ધારણ કરીને ગયો એ કોણ હતો !

ભગવાને કહ્યું કે જે કોઇ જાતના ઝાડના લાકડાનું આ ગાડુ બનાવેલુ છે તે ગાડાને મારા પગનો સ્પર્શ થયો તેથી

આ ગાડામાંથી દિવ્ય દેહ વાળો થઈને મુક્તિ ધામમાં વૈકુંઠ ચાલ્યો ગયો છે હે બોડાણા આ ગાડાનું લાકડું કે જે જાતનું ઝાડ હતું તે ઝાડમાંનો જીવ આજેજ ઉદ્ધાર પાંમ્યો છે;

બોડાણો વિસ્મય પાંમીને કહેવા લાગ્યો કે ધન્ય પ્રભુ! તમારી કૃપાની બલિહારી કોઇ જુદીજ છે;

## રાહ દક્ષણી લાવણી. (૪)

### ગિરધારીરે—એ રાગ.

ધન્ય ધન્ય પ્રભૂ અકળ કળા છે તમારી,
હુતો જાઉ સદા બલિહારી;
ભકતાધિન છો કેવળ પ્રિય હિત કારી,
કરૂણા નિધિ આનંદ કારી.
તમે અજામેળને તાર્યોરે
મહા પાપી છતાં ઉધાર્યોરે
ભુમિ ભાર અપાર ઉતાર્યોરે
ભય હારકછો ચક્ર સુદર્શન ધારી
હુ તો જાઉ સદા બલિહારી.
ધન્ય ધન્ય પ્રભુ— ૧
અંતર્યામી અજર અમર અવિકારી.
વ્યાપકછો શ્રી ગિરિધારી,
છો બહુ નામી મનહર મુરતી પ્યારી.
દર્શણથી વૃત્તિ સુધારી—
વળિ ભય ભય ભજન તારક છો
વળી તનનાં કષ્ટ નિવારકછો
સુર નાયક પ્રિય સુખ કારકછો,
મદહારકછો ચાહકછો હિતકારી,
હુતો જાઉ સદા બલિહારી.
ધન્ય ધન્ય પ્રભૂ— ૨

હે ભગવાન! આપના દર્શનથી અનેક જન્મનાં પાપ નાશ પાંમે છે તો પછી આપના સ્પર્શથી શું ન થઇ શકે હે પ્રભૂ! આપની કૃપાથીજ આ જગતનું પોષણ થય છે; આપની મરજીથીજ પ્રકૃતિ કાર્ય કરે છે—અને તે પૃકૃતિ માયા આપનેજ આધીન છે; હું અજ્ઞાની શું સમજી શકું! આ પ્રમાણે કહીને બોડાણો ગાડા ઉપર ઘાસનું ઉશીકું કરીને સુતો.—

ગાડાને જોડેલા બળદ કેવળ નિર્માલ્ય હતા તે બળદ શ્રી કૃષ્ણ પરમાત્માના હાથથી લાગેલા પરોંણાથી તથા તેમની વિભુતિના પ્રભાંવથી પવનની માફક વેગવાળા શક્તિવાન થયા; તે બળદના પગની ડેસથી આકાશમાં ધુળની ગિર્દ વંટોળીયાની પેઠે થવા લાગી; જેવી રીતે જોસ ભેર હરણની ચપળતા હોય તેવી ચપળતા વાળા થોડીકજ વખતમાં એક મોટા મેદાંનમાં આવીને ઉભા રહ્યા આ વખતે શ્રી ભગવાને કહ્યુ કે હે બોડાણા હવે તું નજર કર કે કઇ દિસામાં તાહારૂ ગામ છે!

બોડાણાએ વૃદ્ધ આંખ્યોને ચોળવા લાગ્યો અને નજર કરેછે ત્યારેતો તેને આશ્ચર્યજ લાગ્યું જે રસ્તો આ બળદને માટે બે મહીનાનો હતો તે માત્ર ચાર કલાકમાં કાપ્યો અર્થાત સુર્ય ઉદય થતાના અજવાળા લગભગમાં અહિયાં સુધી આવી પોહોચ્યા છીએ એ જોઇને ભગવાન પ્રત્યે કહેવા લાગ્યો કે ધન્ય પ્રભુ આપણેતો ડાકોરની નજીકજ આવી પોંહોચ્યા છીએ જુવો અહિયાંથી ઉત્તર દીશાએ જવાનું છે અને ફક્ત એકજ ગાઉ દુર છે.

ભગવાને ડંક ઋષિના આશ્રમ આગળ આવીને રાશ અને પરોંણો જમીન ઊપર ફેંકી દીધો અને બોડાંણાને કહ્યું કે હવે હુ પ્રતિમા રૂપે જડ રૂપ બનિને જેવો હતો તેવો પાશાંણ

મુર્તિ બની જાઉછું એમ કહીને પોતે તેવાજ થઇ ગયા અ ને બોડાંણો ગડુ હાંકીને પોતાને ઘેર લાવ્યો

ગંગાબાઇએ પોતાના ઘરમાં ગાયના છાંણુ અને મૃતિકા થી ઘર લીપીને સ્વચ્છ કર્યું હતું તેવા સ્વસ્થ જગો ઉપર પવિત્ર આસન પાથરીને તે ઉપર ભગવાનને બેસાડયા ગંગા બાઇતો ભગવાનને વારંવાર નિહાળયાંજ કરતી હતી. પ્રેમનાં અશ્રુ નેત્રમાંથી ટપકાવતિ હતી વળી હુ ગરીબને ઘેર દ્વા રકાંધીશ કયાંથી એમ સમજીને પોતાના ભાગ્યને ધન્યવાદ માંનતી હતી તેણીના વૃદ્ધ શરીરની રોમાવલી પુલકિત ઉ: મંગ ઉત્સાહથી ખડી થવા લાગી; હૃદયમાં કેવળ આનંદનો જ વર્ષારૂતું શરૂ થવા લાગ્યો અને વારંવાર મસ્તક નમા વતિ સ્તુતી કરવા લાગી આ વખતે બોડાંણાના ઘરમાં કોઇ નહોતુ તેથી ભગવાંને સજીવન સ્વરૂપે હાસ વદનથી ગંગાબાઇ અને બોડાંણા પ્રત્યે કહ્યુંકે હે ગંગાબાઇ મનેતો તમારી ઝુપડીમાં જે આનંદ મળે છે તેનો સ્પાનંદ દ્વારિકાના મોટા મંદિરમાં મળતો નહોતો હવેતો જ્યારે ભુખ લાગે ત્યારે તમારા હા- થનાં રોટલા ખાવાને માટેજ હું અહિયાં આવ્યો છું, હે ગંગાબાઈ તમારા નિર્મળ પ્રેમના તાંતણાથી હું બંધાઇ ગયો છું. મ્રત્યુ લોકમાં મારૂ પાલન કરનાર યશોદા બાઇ હતાં. તેમનેતો વૈકુંઠમાં મોકલ્યાં છે. ત્યારે હવેતો આ સ્થળમાં તમેજ યશોદા માતાછો, માટે લાવો મારેતો રોટલો અને માંખણુ ખાવા જોઇએ છીએ.

ભગવાંનનું વચન સાંભળીને ગંગાબાઇ અધીરી થઇ ગઇ, હવે હુ શું કરૂ અને કેવી રીતે સેવા, બજાવું એવા વિચારમાં પ્રેમમાંને પ્રેમમાં ઘેલી થઇ ગઇ, વૃદ્ધ ગંગાબાઇના ઘરમાં તાજુ માંખણુ કયાંથી હોય તેણીને ત્યાં ગાય કયાં હતી કદાચ ઘર હતું તો તે ઘર પણુ નીચુ સરખું છાજનું

હતું કે જેના પાંચ રૂપીયા પણ ઉપજે નહી તેવું હતું. છતાં એ ઘરમાં ઠાકોરજીને પ્રસાદ ધરાવવાને સાધન કયાંથી હોય તેમ છતાં સાક્ષાત દ્વારિકાંધીશ બોલ્યા અને આજ્ઞા કરી, તે સાંભળીને એક બાજુએ અલભ્ય લાભનો હર્ષ અને એક તરફ જોયતુ સાધન કંઇજ ન હોવાથી ચિંતા, આ પ્રમાણે બન્ને વિષયની સંઘટના અને ઘટમાળના વિચાર અંતઃકરણમાં ગંગાબાઇને અથડાવા લાગ્યા.

તોપણ બાજરીનો રોટલો લેવા સારૂ માટીના કોઠલામાં હાથ ઘાલવા ગઇ એટલે દહિનું ગોરસુ તાજુ ભરી મુકેલુ જણાઇ આવ્યું, તે ગોરસા સાથે જાણે આજેજ દહી વલો વીને માંખણ કાઢ્યું હોય તેવું માંખણ એક માટીના સ્વચ્છ કટોરામાં ગોઠવેલુ હતું. આ જોતાંતો તેણીને અપ્રતીમ આનંદ પ્રગટ થયો. તે સઘળું ગોઠવીને શ્રીકૃષ્ણચંદ્ર પરમા ત્માની સેવામાં મુકી દીધું; ભગવાને પ્રસન્ન થઇને આરોગ્યું આ વખતે ગગાબાઇયે સ્તુતિ કરી, હે પ્રભુ આપની લીલા અગાધ છે, આપજ આપનાર અને જીવન બક્ષનાર છો, એમ કહીને ગંગાબાઇ પ્રેમ પ્રભામાં નિમગ્ન થતી નેત્રમાં અશ્રુ (આંસુ) કાઢવા લાગી.

ભગવાને કહ્યું કે—હે બોડાણા ! હે ગંગાબાઇ ! હવે હું તમને દરરોજ દરશણ આપતાને માટેજ અહિયાં રહેવા આવ્યો છું. વળી જે કંઇ તમારૂ દેવું (ઋણ) રૂણ કર્યું છે તે દેવુ હું વાળી શકુ તેમતો નથી કારણકે તેના બદ- લામાં કાંઇપણ વસ્તુ આપવાને કિમતી પદાર્થ મારી પાસે નથી તેથી લાચાર થઇને તમારી નોકરી બજાવીને પણ દેવું વાળવાને માટે-અહીયાં આવ્યો છું.

ગંગાબાઇ અને બોડાણો વિસ્મય થઇને અને હાથ જોડીને કહેવા લાગ્યા કે હે કૃપાનિધાન ! આપના બોલવામાં અમે ક્ષુદ્ર પ્રાણી અજ્ઞાનને લીધે કંઇજ સમજી શકયા નથી

માટે કૃપા કરીને કહોકે એવી કઇ વસ્તુ આપને બીરેલી છે કે તેથી આપ દેવું માનો છો હે પ્રભુ આ ગરીબ શેવકનું રક્ષણ કરનાર તો આપજ છો.

કૃષ્ણ કહે છે–હે બોડાણા ત્હેં જે તપ કર્યું છે તેવું તપ આ વખતમાં કોઇ કરી શકયો નથી, ત્હેં નિષ્કામ ભકતી કરી છે, મારી પાસે ફુટી બદામની પણ માગણી કરી નથી. બસે બસે ગાઉ સુધી બાંસઠ વરસ સુધી વરસમાં બેવાર એટલે સરાસરી એકંદર તું ૧૩૦ એકસોને ત્રીસવાર દ્વારીકાંમાં આવ્યો અને એકસોને ત્રીસવાર ત્હેં તારા જમણા હાથની હથેળીમાં તુળસી વાવી હતી. તે તુળસી ઉછરે અને મોટી થાય તથા તેમ થયા પછી પણ જ્યારે માંજરો બંધાય ત્યારે તે માંજરો સહીત તુળસીદળ મારા ચરણ ઉપર તું ચઢાવતો હતો.

હે બોડાંણા તું એકંદ સ્થિતિમાં વૃદ્ધ થયો. તોપણ તું તારી ભાવના તેવીને તેવીજ રાખી રહયો. એટલુંજ નહી, પણ હે ભક્ત ! એકંદર ૨૬૦૦૦ છવિસ હજાર કોસની ત્હેં પગે ચાલીને મુસાફરી કરી, આ પ્રમાણે કળિયુગમાં તારા તપ ઉપર હું પ્રસન્ન થયો. એટલુ બધું તપનું મહત્વ અને તપનો બોજ ત્હેં મારા ઉપર મુકયો માટે હું દેવાદાર થઇ ગયો છું. હે ભક્ત તે દેવું હું શી રીતે પુરૂ કરી શકુ છતાં તે પુરૂ કરવાને માટે દ્વારિકાંનો ધામ ત્યાગ કરીને ત્હારી શેવા બજાવવાંને માટે હું આવ્યો છું; તારી શેવા કરવાથીજ હું ઋણ મુકત થઇશ. અને એટલા માટે દ્વારીકાં ત્યાગ કરીને આ ચાલુ સંવત ૧૨૨૧ ની સાલમાં કાર્તકી પુનમને દીવસે ગુરૂવારના પ્રાતઃકાળમાં તારી સાથે આવ્યો છું. માટે હે બોડાંણા તારૂ દેવુ અર્થાત રૂણ છોડવા સારૂ આવ્યો છું માટે મારૂ નામ આજથી રણછોડ એવુ પાડવું જોઇએ.

ભગવાનનું વચન સાંભળીને બોડાણે આજ્ઞા માથે ચઢાવી પછી ભગવાન જેવા હતા તેવા થઇ ગયા.

બળદ અને ગાડુ જેનું હતું તેને બોડાણે સોંપી દીધા પણ બળદ તો જેવા હતા તેવાજ અશક્ત થઇ ગયા.

આ તરફ ગામ સમસ્ત લોકો બોડાણાને માટે જુદા જુદા વિચાર કરવા લાગ્યા. કેટલાક એમ કહેવા લાગ્યા કે પુછડુ પકડીને જ્યારે ઉભા કરીયે ત્યારે ઉભા થાય એવા અશક્ત બળદ દ્વારકાં પોહોચે અને દ્વારિકાંનાથની પ્રતિમા અહિયાં સુધી આવે એ શું માનવા જેવી વાત છે કે ?

એજ વાતને વધારે પુષ્ટિ આપવાને માટે વળિ બીજો માણુસ બોલી ઉઠયો કે એ તર્ક ખરો છે; શું ત્યાં પોપાંબાઇનું રાજ્ય છે કે મંદિરમાંથી તે બોડાંણો પ્રતિમાને ઉચકી લાવે હું એક બે વખત દ્વારીકાં ગયો છું તેથી મને ખબર છે કે—દ્વારિકાંનાથના રક્ષણ માટે ચોકી પેહેરાનો બંદોબસ્ત એવો છે કે એકવાર યમરાજાનું કાંડુ પકડીને ઉભા રાખી શકે, છતાં તેવા સકત પેહેરામાંથી તથા બંધ કરેલાં કમાડ છતાં બોડાંણો શી રીતે લાવી શકે.

વળિ કેટલાક તાળિયો પાડીને અને હશીને કહેવા લાગ્યા કે—વૈષ્ણુવ ભાઇની રીત એવીજ હોય છે જુવોને ઘણા દીવશથી તે દ્વારકાં જાય છે તો પછી છેવટે ઇશ્વર પ્રસન્ન થયા એવુ તુતિંગ ઉઠાવવાને યુકતી કદી ખોળી કાઢી હશે એમ કેમ ન કહેવાય.

વળી એક માણુસ બોલ્યો કે—અરે મારા બાપ જોકે ટીલાં ટપકાં જોઇએ તો તે દેખીને ભેંશો અને પાડા ભડકી બાર ગાઉ નાશી જાય.

કદાપી ચોરીથી લાવી શકે ખરૂ.” એમ એક માણુસ બોલ્યો.

તમે ગમે તેમ કહો પણ એ વખત હું દ્વારિકાં ગયો હતો તેથી તેમની મુરતી સરખાવતાં આ મુર્તિ તેના જેવીજ જણાય છે, એમ એક માણસ બોલ્યો.

અરે ભાઇયો કદાચ તે બોડાંણો ત્યાંથી ચોરીને લાવ્યો હોય તો ત્યાંનો બળવાંન રાજા પવનવેગી ઘોડાઓ ઉપર ચઢીને પેલા રાંમઢાઢીયા બળદીયા જેકે ટકે ગજ ચાલે ચાલ નારાને પકડતાં વાર શાંની થાય. વળિ વિચાર કરોકે તે ગાડુ ત્યાંથી અહિં સુધી આવવાને આ બળદની શીકલ પ્રમાંણે તો બે મહિના થાય. તો શું તેટલી વખતમાં પકડયા વિના રહે ખરાકે અરરા ભાઇ આ મુરતી કોઇ નજીકના જંગલમાં કે શહેરથી મંદીરમાંથી ઉખાડી લાવેલો હશે.

આ પ્રમાણે ગામના લોકો તર્ક વિતર્ક કરે છે એટલામાં એક વૃદ્ધ બ્રાહ્મણ હાથમાં લાકડી પકડીને ત્યાં ઉભો હતો તેંણે તેઓને કહ્યુંકે હે ભાઇ જેનું અંતઃકરણ મલિન હોય તેના વિચાર પણ મલીન થાય છે, જેને અમૃતની મિષ્ટતાનો તથા તેના ગુણનો અનુભવ નથી તેને અમૃતની વાત કદી પણ માનવામાં નહી આવે. પણ અરે ભાઇયો જરાક વિચાર કરો અને કાંઇક બુદ્ધિ પોહોચાડો તો સારૂ.

બોડાંણો જે મુરતી લાવ્યો છે તે દર્શણ કરવા યોગ્ય છે. હે ભાઇયો તે બોડાંણા સાથે પ્રભુ પધાર્યા અને જ્યાં ઉભા રહ્યા હતા ત્યાં જે પગલાં પડયાં છે તેનું દર્શણ કરવાથી પાપ દુર થાય છે. એટલુંજ નહિ પણ જ્યાં પોતે ઉભા રહ્યા હતા તે ઉપર લીમડાના વૃક્ષની એક ડાળીની છાયા હતી તે ડાળીને પોતે સેજ સાજ પકડી હતી તેથી તે લીમડાની એકજ ડાળી મીઠી થઇ છે, વળિ જે ગાડામાં ભગવાન બેઠા હતા. તે ગાડું શુશ્ક લાકડાનું હતું છતાં પણ તે ગાડામાંનો ધુંસરીનો જીવ મોક્ષ પામ્યો છે. અરે તે લાકડું કયાં અને બીજા જન્મમાં રહેલો જીવ કયાં ! છતાં

તે જીવ મોક્ષ પામ્યો છે. બોડાંણાની અપાર ભક્તિને વશ થઇને તથા પોતાનું વાક્ય સત્ય કરવાને ભગવાન પોતેજ દ્વારિકામાંથી પધાર્યા છે. આ પ્રમાણે તેઓનું સમાધાન કરીને પેલો વૃદ્ધ માણસ રસ્તે ચાલ્યો ગયો.

સાક્ષાત પ્રભુ પધાર્યા છે એમ જાણીને ડંક ઋષિ તથા ડંકેશ્વર મહાદેવ બોડાંણાને ત્યાં રાત્રીને વિષે આવીને દર્શણ કર્યો. અને નમસ્કાર કરીને પોતાના આશ્રમે ચાલ્યા ગયા. શ્રી ભગવાનના મહિમાથી ડંક ઋષિના આશ્રમથી મોટા વિસ્તારવાળુ નગર થવા લાગ્યું. અને દરિદ્રીયોનાં દારીદ્રનો નાશ થયો, ઘેર ઘેર લક્ષ્મીનો નિવાસ થવા માંડયો, નારદ આદી ઋષિ સમસ્ત શ્રીકૃષ્ણ પ્રભુનાં દરસન કરવા સારૂ આવવા લાગ્યા. આ પ્રકારે દ્વારિકાના અધિપતિ દ્વારિકાંનાથ માહારાજ બોડાણાને ઘેર આવ્યા.



## પ્રકરણ ૩ જુ

### દ્વારિકામાં અંધેર અંધકાર.

---



આ પ્રાતઃકાળ થયો એટલે ગુગળી પુજારીયો એ મંદિરનાં દ્વાર ખુલ્લાં કર્યાં; અને તુરત ઘંટડી વગાડવાને શરૂ કરી; દ્વારની બાહેર કિર્તન ગાનાર ગવૈયો નવધા ભકિતનાં પદ ગાઇ રહ્યો હતો; એક તરફ પ્રાતઃકાળમાં દર્શન કરવા આવનાર શ્રદ્ધાળુ લોકોનાં ટોળે ટોળાં દ્વાર ખુલ્લાં થવાની આશાએ બાહેર બેશી રહેલાં હતાં.

પેહેલો પુજારી પ્રવેશ કરીને સન્મુખની ભીંત તરફ નજર કરેછે તો કાંઇજ જણાતું નથી એટલે બીજા પુજારીને હાક પાડીને બોલાવ્યો પછી કહેવા લાગ્યો કે ઓ ભાઇ જરાક જોતો ખરો હુંજ એકલો ભીંત દેખુછું કે કેમ?

બીજો બોલ્યો—અરે માહારાજ! દ્વારિકાંધીશ તો છેજ નહી છતાં કોહેના આગળ ઘંટડી વગાડોછો ?

ત્રીજો અરરરરરર આશું થઇ ગયું! અલ્યા ગઈ રાત્રીએતો આપણે સકત બંદોબસ્ત કર્યો હતો,

ચોથો—અરે ભાઇ! આપણે જે વિચાર કર્યો હતો તે હવે ધ્યાંનમાં આવ્યુજ હશે.

ત્રીજો—તો પછી હવે કેમ કરીશું! લોકો સઘળા દર્શન માટે ઉભા રહ્યા છે.

બીજો—હવેતો આપણાંજ દર્શન કરાવો આપણું નશીબ ફુટી ગયું

દ્વાર ખુલ્લાં થયાં લોકો જય દ્વારિકાંધીશ એમ કહીને

દ્વારખુલ્લાં થયાં લોકો "જયદ્વારિકાંધીશ, એમ કહીને દ્વાર સમિપ ઉભા રહ્યા તમાંમ લોકો ધારી ધારીને જોયાં કરે છે પણ પ્રતિમા દેખાતીજ નથી તેઓ પરસ્પર એક બીજાને પુછવા લાગ્યા કે કેમ ભાઇ ! હુજ દેખતો નથીકે તમે અરે દ્વારીકાંનાથતો દેખાતાજ નથી અરેરે આમ તો કોઇ દીવશ બન્યુજ નથી શું કાંઇ કોપ થયો કે કેમ આમ બોલતા બોલતા તમામ યાત્રાળુ અને બેટનીવાસી લોકોનો મંદિરમાં શોર બકોર થઇ રહયો તે સાથે પુજારીયોના મુખ ઉપરથી ઉતરી ગયેલાં નુર જણાયાં વારંવાર દરેક માણસો પુંજારી ઓને આમ થવાનું કારણ પુછવા લાગ્યા તેના જવાબમાં જેવી સુઝપડી તેવો જવાબ પુજારી દેવા લાગો આખા બેટમાં કોલાહલ મચી રહયો મંદિરના પુજારી તરફથી ત્યાંના હાકેમને ખબર પડી એટલે તે ચિંતાતુર થતો મંદિરમાં આવી પોહોચ્યો અને મંદિરમાંથી તમામ યાત્રાળુ લોકોને બહાર કાઢીને બારીક નજરથી તપાસ કરવા લાગ્યો આ સંબંધી તપાસ કરવા યોગ્ય જેટલા પ્રશ્નો હતા તેટલા પુછીને હાકેમે ખુલાસો લીધો તેમાં છેવટ બોડાણા ઉપર શક ગયાનું નિર્ણય થયુ.

તોપણ તેમાં ઘણી શંકાઓ આવવા લાગી, રાત્રીએ તાળાં વાંસેલાં શીરીતે ખુલ્લાં થયાં પેહેરેગીર માણસો મોહોટા દરવાજાને તાળુ વાસી બેઠેલા છતાં શી રીતે બોડાંણો જઇ શકયો હશે ? વળિ તે કેવળ એકલો વૃદ્ધ છતાં આઠ મણથી પણ વધારે વજશ વાળિ પ્રતિમા શીરીતે ઉચકી શકયો હશે આ પ્રમાણે રાજાએ શંકાઓ કાઢી

તેના જવાબમાં તે બોડાણાનું તપ તથા તેની અડગ ભક્તિની સાબીતી પુજારી લોકોએ રાજાને વિદિત કરી તે ઉપરથી રાજાને પણ યોગ્ય લાગ્યુ વખતે ભક્તને આધીન

થએલા ભગવાને તેને ચમત્કારીક ક્રિયાએ કરીને લાભ કદાચ આપ્યો પણ હોય; નિર્બળ બળદ હતા તેથી તે ગાડુ ધીમે ધીમે જતુ હશે, હજુ માંચકોસ પણ જઇ શકયા નહી હોય, તેથી આપણા પવન વેગી ઘોડા ઉપર બેઠેલા સ્વાર લોકો સાયંકાળ સુધીમાં જરૂર પકડી કાઢશે કેમકે ડાકોર સુધી પોહોચવાને બળદની સ્થિતિ પ્રમાંણે તેઓને બે માસ ની મુસાફરી થવી જોઇએ તો પછિ તેઓ રસ્તામાંજ પક ડાશે એવો વિચાર કરીને ચારસેં પયદલ અને દસ હાથી તથા મંદર ઉટ તથા પચાસ ઘોડેસ્વાર સાથે પુજારી લો કોને સાથે લઇને દ્વારકાંના રાજા શસ્ત્ર અસ્ત્રથી સજીત થ ઇને બોડાણાની પાછલ લાગુ થયા,

શ્રી કૃષ્ણ પરમાત્મા તો ભકતને ગાડામાં સુવાડીને એક જ રાત્રીમાં બસે કોસ કાપી નાંખ્યા હતા અને બીજે દી વશે પ્રાતઃકાળ થતા પેહેલાં ડાકોર ગામ નજીક આવી પો હોચ્યાં હતા તે વાત માહારા પ્રીય વાંચક મિત્રો જાણતાજ હશેં પણ મોહ લુબ્ધ થએલા પુજારી તથા રાજા સમગ્ર ભગવાનની માયાને નહિ જાણતાં બોડાંણો પાંચ ગાઉ ઉપર હશે એવા અનુભવ પ્રમાંણથી પકડવા સારૂ પાછળ પડયા હતા જેમ બને તેમ તાકીદથી ઘોડા અને હાથી વગેરે ને ચાલવાની ગતિ આપતા હતા; બીજે દીવશે તેઓએં ત્રીસ કોસની મુસાફરી કરી હજુતો ડાકોર પુણાબસે કોસ દુર રહ્યુ છે અને મુસાફરીતો ત્રીસ કોસ કરી છે છતાં બોડાંણાનુ ગાડું શા માટે નજરે પડયુ નહી. એવા વિચારથી ચિંતાતુર થયા હતા, સુર્ય અસ્ત થેઇ ગયો હતો, દ્વારિકાંધીશની પ્રતિ મા મેળવવાના લોભથી રસ્તામાં કોઇએ ભાથુ પણ ખાધુ નહોતું કેવળ ક્ષુધા વ્યાપી ગઇ હતી. મુખ ઉપર ભુખને લીધે ફીક્કાશ અને વિકળતાનું દર્શન જણાતુ હતું; તેથી

એક ગામની ભાગોળે તંબુ ખેચીને ઉતારો કર્યો; અને પેટના પોષણ માટે ગોઠવણ કરી, રાત્રી પડી સર્વળા નિરાશ થઇ ગએલા હતા, રાજાએ અને પુજારીઓએ એ સંબંધી નવા નવા વિચાર કર્યા; ડાકોર જવાનો રસ્તો આ શિવાય બીજો છેજ નહી; છતાં ગાડું શા માટે હાથ લાગ્યુ નહી !. હવે તો નીકળ્યા છીએ માટે છેક ડાકોર સુધી જઇને પક્કી ચોકશી કર્યા વિના પાછા ફરવાનું નથી એવો દ્રઢ નિશ્ચય કરીને પ્રાતઃકાળ થતાંજ તેઓએ ડાકોર તરફ જવાને ત્વરા કરી; દરમજલ દરકુચ કરતા કરતા દ્વારિકાનો રાજા સેના સહિત ચૌદમે દીવશે ડાકોરની ભાગોળમાં આવી પોહોચ્યો;

દ્વારિકાંથી રાજા તથા માંણસો આવતા પેહેલાં શ્રી ભગવાન પરમાત્માએ બોડાંણાને કહ્યું હતું કે; હે બોડાણા દ્વારિકાંથી મને લઇ જવાને માટે ત્યાંનો રાજા જરૂર પુરતી સેન્યા લઇને તથા ગુગળી પુજારા સહવર્તમાન આ તરફ આવવાને માટે નીકળી ચુક્યો છે તેઓ આજથી ચૌદમે દિવશે પ્રાતઃકાળમાં આ ગામની ભાગોળેં જરૂર આવશે માટે તુ તેઓની સાથે યુદ્ધ કરી શકે તેમ નથીં માટે મને ઉચકીને ગોમતી શરોવરના મધ્ય ભાગમાં ગોઠવી દેજે; પછી તુ ગોરસનું મટકુ માથે મુકીને તેઓના સામ્હો જજે તું કોઇ પ્રકારનો ભય રાખીશ નહી; જોકે તેઓ તને ઓળખશે વળિ એ વખતે તેઓને તારા ઉપર સાહસ માર્ગે ક્રોધ થશે તે પ્રસંગમાં કોઇ એક માણુસ તારા અંગ ઉપર ભાલાનો ઘાવ કરશે એમ કરશે તોપણ તને તેની ખબર નહી રહે—તુ માહારી કૃપાથી જમીન ઉપર પડી જઇશ અને તને કારી ઘાવ લાગ્યોછે એવું તે લોકો નજરે જોશે તારૂ શરીર શસ્ત્રથી વીંધાઇ ગયુ છે એવું તેઓની દ્રષ્ટીએ પડશે જોકે તને એ પ્રમાંણે હું નહિ થવા દઉ પણ તેઓના નેત્રને આ પ્રમાંણે દેખાવ નજરે પડશે

હે બોડાણા ! એ વખતે વૈકુઠથી તારા માટે ઉત્તમ પ્રકારનું વૈમાન આવશે, તે વૈમાનમાં મારા પાર્શદો તને મોટુ માંન આપીને તેમાં બેસારશે, વળી તારા પદ કમળની તેઓ પુજા કરશે. પછી તને વૈકુંઠમાં લઇ જશે અને ત્યાં તને અલભ્ય વૈભવ પ્રાત્પ થશે તારૂ વૃદ્ધ શરીર મટી જશે અને યૌવન શરીર પ્રગટ થશે તાહારી કાંન્તી કોટીક કામદેવના દર્પને ખંડન કરે તેવી થશે આકાશમાં જેના શિખ્ખરો અને પત્તાકા શોભી રહ્યા છે તેવો રત્નમણી જડીત્ર અવાસ મળશે જે વૈભવ ઈંદ્ર ભોગવી શકયો નથી તે વૈભવ તને પ્રાત્પ થશે વળિ મેનકા અને તિલોત્તમા જેવી અપસરાઓ તાહારી શેવામાં હાજર રહેશે હે બોડાણા તુ તેવા સુખવાળા વૈકુઠ સ્થાનમાં મારા પાર્શદ મારફતે જઇ પોહોચીશ.

હે બોડાણા તુ એમ રખે સમજતો કે પ્રભુ પોતે દ્વારિકામાંથી આવીને ડાકોરમાં છે તેથી વઇકુઠમાં કયાંથી હશેં હે ભકત ! હુ તો સર્વ સ્થળે વ્યાપકછું વળી વઇકુઠમાં માહારા ભકતો સમીપ નિરંતર રહુછું

બોડાંણે પોતાનું મસ્તક શ્રીકૃસ્ણ પરમાતમાના ચરણ કમળમાં મુકીને કહ્યું કે—હે પ્રભુ

### કાલીંગડો—૫

મોય પિયા મિલનકુ જાને દે બેરન રાત—એરાગ

મને નથિ જોયતો વૈભવ ઓ ભગવાન, (૨)
તવ ચરણ નિવાસ કરી
નિરખુ નિશ દિન તવ ધ્યાન નથિ જોયતો.
વૈભવથી સુખમાં ચિત લાગે
શત્રૂ વિકારનો અંકુશ વાગે
એ થકિ અંતર થાય અજ્ઞાન. નથિ જોયતો.

હે પ્રભુ ! મને વૈભવ જોયતો નથી; હે નારાયણ ! હવે આ વૃદ્ધ માંણસને લક્ષ ચોરાશીમાં ફેરતામાં, કારણ કે વૈભવ સુખથી પ્રમાદ -ઉત્પન્ન થાય છે; અને પ્રમાદથી ભગવાનનું નામ ભુલી જવાય છે, જ્યારે સુખ મળે છે ત્યારે શરીરને અનેક પ્રકારનું સુખ આપવામાં મન તત્પર થાય છે,-જ્યારે દુઃખ પડે છે ત્યારે રામનું નામ વગર કહે બોલાઇ જવાય છે; હે પ્રભુ ! મને તો નિર્ધન સ્થિતિમાંજ આનંદ છે: અને એજ નિર્ધન સ્થિતિમાં આપના દર્શન પાંમી શકયો છું-હે પ્રભુ ! મારા હ્રદયમાં આપની ભકિત કાયમ રહેશે તેનેજ હું વૈભવ માનું છું; માટે મને વિવેક જ્ઞાન રૂપી દીપકનો પ્રકાશ આપો; નાશવંત જડ પદાર્થ ઉપર માહારી વૃતિ નથી પણ આ અજ્ઞાન વૃતિ જડ છતાં પ્રજ્ઞાન શકિત વડે કરીને ચેતન ઉપર વૃતિ જાય છે. હે વિશ્વંભર ! આપ ચેતન છો અને હું તો વારંવાર જન્મ લેનારો અને કર્મનો ભોગવનારો અજ્ઞાન ક્ષુદ્રજીવ છું હે વિશ્વંભર ! એટલા માટે પુનર્જન્મ પ્રાપ્ત ન થાય અને વારંવાર ઉપાધી જોવા પામુ નહી. એવું અચળ શરણું આનંદ મગ્નમાં આપની શેવામાં રહેવાને માગણી કરૂછું.

હશીને ભગવાન બોલ્યા કે-હે બોડાણા ! તારા હ્રદયનો ભાવ હું જાણુંછું માટે તે સબંધી તું કાંઇ પણ ચિંતા કરતો નહી, તેમજ તું આ દેહનો ત્યાગ કરીને વૈકુંઠમાં જઇશ તેથી તું માહારા માટે પણ ચિંતા રહિત થજે કેમકે માહારી સેવા ચાકરી આ ગંગાબાઇ કરશે;-વળિ તને કહુંછું કે ત્રણ વરસ પછી ગંગાબાઇ પણ વૈકુંઠમાં આવશે.

ભગવાનનાં વચન સાંભળીને બોડાણાએ વૃધ્ધ નેત્રથી ગંગાબાઇ તરફ નજર કરી, અને બોલ્યો કે,-હે સ્ત્રી તું પ્રેમ પુર્વક પ્રભુની શેવા કરજે, એમ કહીને નેત્રમાંથી આંસુ કાઢવા લાગ્યો.

ગંગાબાઈએ બોડાણાના નેત્ર ઉપર વસ્ત્ર ફેરવીને કહ્યું કે, શ્રી કૃષ્ણ પરમાત્માના ચરણરજ શેવાગાં તમે હવે આ જુના અને ફાટેલા વસ્ત્ર રૂપ અંગરખુ ને અર્થાત દેહનો ભય રહિત થઈને ત્યાગ કરજો. હે નાથ ! હવે તમે આ હાશીના નાશવંત દેહને માટે પ્રેમની મમતા ઉપર દ્રષ્ટિ કરશો નહીં; કહ્યું છે કે મર્ણ વખતે જેવી વૃત્તિ રહે છે તે વૃતિમાં અહંભેદ માનેલો અજ્ઞાન જીવ પુનર્જન્મ લેછે. પરંતુ હે પ્રાણપતિ શ્રી ભગવાનની કૃપાથી તમારામાં અહંભેદ વૃતિનું મુળ છેદાઈ ગયું છે—અને હું પણ તેમની કૃપાથી વૈકુંઠમાં આવીશ—માટે પ્રભુ શેવાને માટે તમે ચિંતા કરશો નહીં; એટલુંજ નહીં પણ સાક્ષાત ભગવાનના મુખ આગળ રહેલી આ મૃત્યુ લોકમાં પણ વૈકુંઠમાં છું એમ હું સમજુ છું, શ્રી હરિકૃપાથી, તે દુષ્ટ લોકોથી હું ડરનાર નથી. માટે તમે સર્વ પ્રકારે નિર્ભય રહેજો.

આ પ્રમાણે પ્રથમથી ખુલાસો થઈ ચુકયો હતો તેથી બોડાણે ભગવાનની આજ્ઞા પ્રમાણે ગોમતી શરોવરના મધ્ય ભાગમાં જઈને યુકતીથી પધરાવ્યા આ કામ અગાઉ દિવશે કરવામાં આવ્યું—ત્યારબાદ બીજે દીવશે પ્રાતઃકાળમાં દ્વારીકાથી રાજા આવ્યો છે એવી અફવા સાંભળતાંજ બોડાણે પોતાના મસ્તક ઉપર ગોરસનું માટલું મુકયું. અને ગામને ગાંદરે આવેલા રાજાની સામે જઈને ઉભો રહ્યો;

બોડાણાને જોતાંજ ગુગળી પુજારી લોકોએ ઉચ્ચાર કર્યો કે, જુવો આ ચોર, એજ ચોર, અહ્યા ભાઈ, જુવો આ ચોર, પકડો, અને તેને પુછો. એટલે જણાઈ આવશે; આ પ્રમાણે કહેતા કહેતાં ગુગળી લોકો તીરની માફક દોડતા આવતા બોડાણાને ઝાલ્યો; એટલામાં એક જુવાને બોડાણના હૃદયમાં ક્રોધ ઉત્પન્ન થવાથી સેજસાજ ભાલો માર્યો તે ભાલો ભકત વત્સલ શ્રી ભગવાને ઝીલી લીધો પણ ઉપર જો

તાં તો જાણે બોડાણાને ભાલો લાગ્યોછે એમ જણાઇ આ વ્યું; આ વખતે બોડાણો એકદમ અચેત થઇને જમીન ઉપર પડયો અને મર્ણ પામ્યો પછી શરીરમાંથી નીકળતા જીવે દિવ્ય દેહ ધારણ કર્યો અને વૈમાનમાં બેશીને વૈકુંઠ માં પરવર્યો;

આ ઠેકાંણે બોડાણાનું શબ જમીન ઉપર પડયુ તે સાથે બોડાણાના શરીર ઉપર ભાલાનો કારી ઘાવ ભગવાને સર્વને દેખાડયો

મર્ણ પડેલા બોડાણાને જોઇને સર્વ શેવકો પરિતાપ ક રીને પરસ્પર કહેવા લાગ્યા કે અરેરે! આપણે આ કાંમ બહુજ ખોટુ કર્યું અરે આપણું કાર્ય પણ ન થયું તેમજ તેને પુછાયુ પણ નહી, અને છેવટે આ પરીણામ થયો એ પ્રકારે પોતાના કાર્યથી પસ્તાવો પામતા ગુગળી લોકો પો તાના રાજાના ઉતારા તરફ ચાલ્યા ગયા.

બોડાંણાનું મૃત્યુ જાણીને તથા દ્વારિકાંધીશની મુર્તિને ખોળવા સારૂ ત્યાંથી આવેલા રાજાને જોઇને ડાકોર ગામના લોકોને પુરે પુરી ખાત્રી થઇ કે બોડાંણાએ આપણો ઉદ્ધાર કરવા સારૂજ દ્વારિકાંધીશને અહિયાં આણ્યા છે વળિ બો ડાણા જેવા પરમ ભકતનું મર્ણ જાણીને તેઓ ઘણાજ ઉદાશ થયા તથા તે સાથે મોટો ઉપકાર માનવા લાગ્યા આ વખતે બોડાંણાના સગા સંબંધી વીગરે તેના શબ આગળ આવીને રો કકળ કરવા માંડી ગંગાબાઇયે સર્વને બોધ આપ્યો અને રો કુટનું કામ બંધકરાવ્યુ વળી ગં ગાબાઇયે પોતાના પતિના શબનો અગ્નીદાહ કરાવ્યો સ્ત્રીઓ તથા પુરૂષો સ્નાન કરવા સારૂ ગોમતિ શરોવરમાં ગયા ગંગાબાઇએ પોતાનાં આભુષણ ઉતારીને સ્નાન કરવા પે ઠી એ વખતે ગોમતીમાં શ્રીકૃષ્ણ ભગવાનને દીઠા ત્યારે તો

ભાલાનો ઘાવ શ્રી કૃષ્ણની કુખમાં નજરે જણાયો અને તેમાંથી રૂધિરની ધારા નીકળતી માલુમ પડી આવાવી સ્થિતી જોઇને ગંગાબાઇનું હૃદય ખિન્ન થયુ ગંગાબાઇએ નેત્રમાં આંશુ આણીને ભગવાનને કહ્યું કે હે પ્રભુ આપ ભક્તને માટે આટલુ દુઃખ પાંમોછો, હે દયાળુ આપ આ જળમાં થી બાહેર નીકળો તો હુ પાટો બાંધુ આપને અસહ્ય વેદના થતીજ હશે તે વેદનાનો આપજ જાણો હુ શું જાણું પણ મારૂ હૃદય આ પ્રમાંણે જોઇને ઘણુજ ગભરાય છે હે નારાયણ આપના ઉપકારનો બદલો કોણ વાળી શકે તેમ છે અમે અધમ પુરૂષો ને માટે જે સંકટ વેઠયું છે તે વીશે હું કાંઇજ કહી શકતી નથી પણ મને ઘણો ખેદ થાય છે માટે આપ બાહેર નીકળો;

ભગવાન મંદહાસથી બોલ્યા કે હે માતા. તમે દુઃખી થશો નહી; મને કોઇ પ્રકારનું દુઃખ છેજ નહી; મારૂ તમામ દુઃખ મ્હારા બોડાણા ભકતને સ્મર્ણ કરવાથી નાશ પામ્યું છે મારા પવિત્ર ભકતનો મહિમા એવો છે કે તેના તપની વિભુતિ મારામાં સામર્થ્ય આપે છે તેથી એજ સામર્થ્યથી હુ સર્વ કામ કરી શકુછું તેમજ એજ ભકતનો મોટો ઉપકાર માનીને હુ દાસત્વ પદવી ભોગવુંછું વળિ કહુછું કે

## ધન્યાશ્રી ૬

ભકતા ધિંનહુ સાર સતતહુ
ભકતાધિનહુ સાર
ભકત કૃપાએ સબળ થયોહુ
રચિ શકુછું સંસાર સતતહુ
ભકત વિભૂતિથી સુરેશ થયોહુ
કરૂ પ્રલય સંહાર— સતતહુ

ભક્તને માટે હું આકુળ વ્યાકુળ
રહું સદા તઇયાર— સતતહુ
ગંગાબાઇ સાંભળ મારી માતા.
છોડી દ્યો મોહ વિચાર— સતતહુ

---

હે માતા ! મને ભક્તના પ્રતાપથી કંઇજ દુઃખ નથી વળિ હુ આ ગોમતી શરોવરમાંથી બાહેર નીકળીશ અને ગુપ્ત રહીશ કેમકે તમારે દસ દીવશ સુધી શૌચ (સુતક) પાળવું પડશે તેથી માહારી પુજા તમારાથી થઇ શકશે નહી તેમજ મારા ભક્તના દ્રોહી (શત્રુ) દ્વારિકાના પુજારી અહિંયાં આવ્યા છે તેમને દર્શન આપવાની મારી મરજી નથી. કેમકે તે શેવકોએ નષ્ટ કર્મ કરયું છે તેથી તેઓ પોતાના કર્મ નો પશ્ચાતાપ કરીને જ્યારે બાર દીવશ સુધી અન્ન નહી લે અને અપવાસ કરશે ત્યારે તેઓ શુદ્ધ થશે એટલુ થયા પછી હું તેઓને દર્શન આપીશ એટલુ કહીને શ્રી ભગવાન ગુપ્ત થઇ ગયા પણ ગોમતીમાં જળને બદલે રૂધીર ( લોહી ) જોવામાં આવ્યુ તોપણ સ્નાન કરવાને માટે સુતકી સ્ત્રીઓએ તેમાં પ્રવેશ કરવા માંડ્યો તે વખતે ગંગાબાઇએ તેઓને વાર્યા અને કહ્યું કે તમે આ શરોવર માં પ્રવેશ કરશો નહી કેમકે શ્રી ભગવાનનું સ્થાપન કરેલુ છે; ગામના તમામ લોકોનો સમુદાય ગોમતીમાં રૂધિર જોવા સારૂ ભેગો થયો હતો આ દેખાવ જોઇને સોર બકોર બહુ થઇ રહ્યો હતો તેથી તમામ લોકોને ગંગાબાઇ એ કહ્યું કે હે ભાઇયો ! પેલા ગુગળીએ બોડાણાને ભાલો માર્યો હતો તે ભાલો ભગવાન કૃપાળુએ ઝીલી લીધો તેથી તેમને વાગ વાથી તેમના શરીરમાંથી લોહી નીકળ્યું છે અને એથી કરીને આ તમામ શરોવરમાં લોહી દેખાય છે કેમકે ભગ વાંનનું સ્થાપન આ સરોવરમાં કર્યું છે.

બોડાણા ભક્ત ઉપર ભગવાનની કૃપા, તથા ગંગાબાઇ ઉપર દયા જોઇને અને આગામમાં સાક્ષાત પ્રભુ પધાર્યા એ સઘળી વાતની ખાત્રી થવાથી લોકોને ઘણોજ આનંદ થયો અને પોતાનું ધન્ય ભાગ્ય માનીને પોતાને ઘેર ચાલ્યા ગયા પછી ગંગાબાઇ પોતાને ત્યાં જઇને રાત્ર દિવશ ભગવાનનું સ્મર્ણ કરતી રહી અને ગોમતી સરોવરમાં રૂધિરની શિલા થઇ ગઇ;



## પ્રકરણ ૪ થુ.

## દ્વારિકાનો રાજા અને ગુગળિયોનો પશ્ચાતાપ.

### હવે કેમ કરવું તેની ગોઠવણ.

### શ્રી કૃષ્ણુ પ્રભુની અગાધ લીલા.

કાફી. ૭

તરણા ઓઠે ડુંગરરે, ડુંગર કોઇ દેખે નહી—એ ઢબ

અગાધ લીલા ત્હારીરે, કોઇ કળી શકયું નથી.
પંડિત અને પુરાણીરે, નિશદિન રહેગથી;
અષ્ટાંગ યોગમાં નિપુણુ યોગી, ધરે હૃદયમાં ધ્યાન.
એકાગ્ર વૃત્તિમાં શુન્ય બને છે; નિરાકારમાં તાન
તેમાં પણુ તે થાકયારે, કાંઇ પણુ જોવાયું નથી.
અગાધ લીલા ત્હારીરે. ૧

ભક્તિ ભાવમાં બોડાણે જોયું, થયો સાક્ષાતકાર
પ્રેમ આકર્ષણુ પ્રભુને ખેંચીને, લાવ્યો ડંકપુર દ્વાર
ધન્ય ધન્ય એ ભક્તિરે. મહિમા ન જાય કથી
અગાધ લીલાં ત્હારીરે. ૨

---



મા હારા વાંચક મિત્રો ! સુત પુરાણી સૌનકાદિ કને એમ કહે છે કે હવે આપણે ડાકોરની ભાગોળમાં તંબુ ખેંચીને રહેલા રાજા તરફ અને ગુગળી તરફ વળીયે.

રાજાએ ગુગળી લોકોને કહ્યું કે તે વૃદ્ધ અને દુર્બળ છતાં શસ્ત્ર વિનાનો બોડાણો ગોરસનું મટકુ માથે મુકીને આપણુને શુકન આપવા સાર સામો આવતો હતો, તથા જેણે આપણી શરભરા માટે આમંત્રણુ આપવા આવતો

હોય તેમ આપણી શેવાબજાવવાને માટે આવનો હતો તેવા માણુસને ભાલો માર્યાં અને તેનો પ્રાણ લીધો એ ઘણું જ અઘટિત કામ કર્યું છે; અરે ! આપણુને કેટલું બધું પાપ લાગ્યું એમ થતાં પણુ આપણા મનના મનોર્થ તો મનમાંજ રહ્યા; તેને પુછવાનું હતું કે એવા નિર્બળ બળદથી તું શી રીતે જલદીથી આવી શકયો ? તેમજ દ્વારિકાના મંદિરને મજબુત તાળાં વાસેલાં અને ચોકસ ચોકી પેહેરેગીર છતાં તેમાં તું શી રીતે જઇ શકયો ? આ તમામ હકીકત પુછવાની રહી ગઇ;

તેં બોડાણો આપણુને ગોરસનું મટકુ શુકન આપવાને માટે લઇને આવ્યો હતો છતાં તેવા નિર્મળ અંતઃકરણવાળાને માર્યો એ કેટલું બધુ પાપ ! જો કે તેની પાસે દ્વારિકાંધીશની મુર્તી હોત તો આપણે લેવાને શકતીવાન હતા, તેમ જ દ્વારિકામાંથી તે પ્રતિમા અદ્ભુત યુક્તિથી લઇ ગયો તેને માટે તેને ચોર કહેવો ઘટતો નથી પણ તેના ઉપર ભગવાનની કૃપા છે એમ સમઝવું જોઇએ છતાં તેવા ભગવાનના ભકતને માર્યો તેથી તમારૂ અનિષ્ટ કેમ ન થાય ?

રાજાનું વચન સાંભળીને એક પણુ શબ્દ બોલ્યા વિના ગુગળી લોકો બોબડાની માફક ચુપ થઇને પથ્થરની પ્રતિમાની માફક ઉભા રહ્યા;

ગુગળી લોકો પોતાના અપરાધ માટે પશ્ચાતાપને પામ્યા છે એવું જોઇને રાજાએ કહ્યું કે ચાલો હવે જે થયું તે થયું પણુ આવતી કાલે મુર્તીની તલાસ કરીને દ્વારિકાં જંવાનું પ્રયત્ન કરીશું. આ પ્રમાણે વિચાર કરીને રાત્રી સમે તેઓ નિંદ્રાવશ થયા;

ડાકોરમાં પણુ સર્વ લોકો રાત્રીએ એકઠા થઇને વિચાર કરવા લાગ્યા, વળિ ભક્ત બોડાણાને નાહક મારી નાંખ્યો

તેને માટે કેમ કરવું ? વળિ તે એમા લઇને આવ્યો છે તે થી કદાચ કોપ કરશે તો ગામ પણ બાળી મુકશે કે કેમ ? કદાચ મુર્તી છે એમ માનવામાં નહિ આવે તો ભારે ઉપદ્રવ કરશે; માટે આપણે પણ શસ્ત્ર અસ્ત્ર પકડીને તૈયાર રહેવું જોઇએ. હે ભાઇઓ ! દ્વારિકાંના રાજાના માણસો ઘણા શુરા અને ધૈર્યવાન છે વળિ યુદ્ધ કુશળ છે માટે આપણે પણ ધર્મને બહાને યુધ્ધ કરવું જોઇએ. ગમે તેમ થાય પણ ભગવાનને તેમના હાથ જવા દેવા નહી. અહાહા, જે પ્રયત્ન આપણા કલ્યાણ માટે બોડાણાએ કર્યો છે તે પ્રયત્નમાં ધુળધાણી નજ થવી જોઇએ, વળિ હાથમાં આવેલો પારસમણી શા માટે પાછો આપવો ? કામધેનું રૂપી સુખનું ધામ શા માટે ત્યાગવું જોઇએ ! આપણી ધર્મગાતા શ્રી ગંગાબાઇનું રક્ષણ કરવું જોઇએ; આપણામાં શૌર્યબળ ભગવાન આપશે, તેમની કૃપા હશે તો સર્વ પ્રકારે સારાંજ કાર્ય થશે;

આ પ્રમાણે નિશ્ચય કરીને તેઓ નિંદ્રાવશ થયા. પછી પ્રાતઃકાળ થતાંજ તેઓ શસ્ત્ર અસ્ત્ર ધારણ કરીને તૈયાર થએલા ઉભા રહેલા હતા.

સુર્યોદય વખતે દ્વારિકાંવાશી પડયા છે તે રાજાએ પોતાના માણસોને ડાકોરમાં મુરતીની ચોકસી કરવા સારૂ મોકલ્યા, તેઓએ દરેક જણના ઘરમાં પ્રવેશ કરીને મુરતી છે કે નહી તેની ચોકશી કરી, પણ તેથી કંઇ વળ્યું નહીં; છેવટે બોડાણાના ઘરમાં ગંગાબાઇ હતી ત્યાં આવીને ઉભા રહ્યા. ત્યાં જુવે છે તો બસે માંણુસો ઢાલ તલવાર, તીર કાંમઠાં છરા, લાકડીયો, ગોફણો, ગલોલ, વીગરે લઇને ઉભા છે એમ જણાયું; આ પ્રમાણે જોતાંજ દ્વારકાંવાસીના મનમાં ચોકસ શક ઉત્પન્ન થયો કે આ ઘરમાં પ્રતિમા છેજ, એમાં કંઇજ શક નથી, કેમકે આટલા બધા માણસો રક્ષણને માટેજ ઉભા રહેલા જણાય છે, આ પ્રમાણે તેઓએ તર્ક

કર્યા, જેથી મુર્તી લેવાની લાલચ વધી પડી, અને શરીરમાં જોસ્સો આવ્યો; એકદમ ગંગાબાઇના ઘરમાં પ્રવેશ કરવાને તેઓ ધસ્યા, એટલે ડાકોર ગામના રેહેનારા માણુસો શસ્ત્ર અસ્ત્ર સજીને ઉભા હતા. તેઓએ તેમને રોકયા આમ થવા માં એક બીજાની કમરમાંથી તલવારો નીકળવા માંડી જેવી રીતે વીજળી ચમકારા માર્યા કરે તેવી રીતે તલવારનો ચળકાટ દરેકના હાથમાં થયાં કરતો હતો; ડાબા હાથમાં ઢાલ પકડીને જય શ્રી કૃષ્ણ પરમાત્માની એમ કહીને દ્વારકાંવાસી તથા ડાકોરના માણુસો ભેગા થઇ ગયા, દરેકની ઢાલ ઉપર તલવારના ફટકા પડવા માંડયા, તેમજ એક બીજા ઉપર લાકડીયોનો પ્રહાર થવા માંડયો, કેટલાક હાથમાં કામઠું પકડીને તીરનો માર અજાવવા લાગ્યા, કેટલાક ગોફણુમાં મોટા મજબુત પથ્થર ઘાલીને ફેંકવા લાગ્યા, આ વખતે ઘણા ખરા માણુસો બન્યે પક્ષવાળાઓના શરીર ઉપરથી રૂધિરની ધારાઓ વહેવા માંડી, કાંનનો બેહેર મારે તેવો સોર બકોર થઇ રહયો હતો, આ વખતે કેટલીક સ્ત્રીયો પોતાના ઘર માંથી બાહેર ખેતરોમાં જતી રહી હતી, એક ચાલાક કોળીએ દ્વારિકાંવાશી રાજાના હાથીને બાંધેલો હતો ત્યાંથી તેને છોડી દઇને તેના ગંડસ્થળમાં બહુ જોરથી કામઠું ખેંચીને તીર માર્યું હતું, તે તીર હાથીના ગંડસ્થળમાં એક વેહેંત ઉતરી ગયું હતું તેથી હાથી એકદમ ડાકોર ગામમાં નાસતો નાસતો તીરની વેદનાથી બરાડા પાડતો આવી પોહોચ્યો. હાથીને જોતાંજ ગાયો અને ભેંશો ભડકી ભડકીને દોરડાં તોડી નાંખીને નાસી ગયાં. આ વખતે પેલા શ્રાપ પાંમેલા બે બળદ જેકે ઘણા દુબળા હતા. અને જેને બોડાણો દ્વારકાં લઇ ગયા હતા. તે બન્યો બળદ અશકત છતાં ખુંટાની પાસે નિર્બાલ થઇને બેશી રહયા હતા. તે બળદોએ જ્યારે સામેથી તેમ દોડતા હાથીને જોયો ત્યારે તે પણ ભડકીને

જીવ લૈને નાઠા એ દીવશે આપનો નિમિત અને અંત હતો તેથી જેવા ભડકીને નાઠા તેવાજ ગોમતી સરોવરની કીનારે જઇ પોહોચ્યાં. તે બળદ એક ટેકરા ઉપરથી ખશી પડવાથી બન્યો બળદના પ્રાંણ નીકળી ગયા અને અવધપુરી થવાથી શ્રાપથી મુકત થયા તથા શ્રી કૃષ્ણ ભગવાનના દર્શણથી તેઓ વૈમાનમાં બેશીને સ્વર્ગમાં ગયા આ વખતે લડાઇ ચાલતી હતી તેથી એક ભિલ્લના કામઠામાંથી તીર એવી રીતે છુટયું કે તે તીરની સુંસવાટા કરતા પ્રબળ ગતીના વચમાં એક કાગડો સપાટામાં આવી ગયો તેથી તેને તીર વાગતાંજ તરફડતો તરફડતો ગોમતી સરોવરના કીનારા ઉપર રામશરણ પોહોચ્યો તે પણ વૈમાનમાં બેસીને સ્વર્ગ ધામ તરફ પોહોચ્યો.

ગામમાં ઘણોજ કોલાહલ મચી રહયો હતો કોલાહલ સાંભળીને ગાભરી બનિ ગએલી ગંગાબાઇ પોતાની ઝુંપડી માંથી બાહેર નીકળીને ડાકોરના શુર મર્દ જુવાનોને કહેવા લાગી કે હે ભાઇયો નાહક લડાઇ કરતા નહી; કેમકે આમ કરવાથી માંણસોનો ઘાણ નીકળી જશે માટે લડાઇ કરવી બંધ કરો આપણું રક્ષણ કરનાર ભગવાંનછે તે પ્રભુ જ્યારે આપો આપ કૃપા કરીને અત્રે પધાર્યાછે ત્યારે તેમની ઇચ્છા આગળ કોઇનું પણ બળ ચાલવાનું નથી માટે તમે મારૂ માનીને યુદ્ધ કરવુ બંધ રાખો.

ગંગાબાઇનું વચન સાંભળીને ડાકોર નિવાશી લોકોએ ગંગાબાઇના ચરણ કમળમાં મસ્તક નમાવીને તલવારો મ્યાન કરી પછી ગંગાબાઇ એ દ્વારકાં નિવાસીયોને કહ્યું કે હે ભાઇ ! તમે શાં માટે આમ ટંટો ઉઠાવોછો ?

રાજા અને ગુગળી લોકોએ કહ્યુંકે બોડાંણો દ્વારિકાંમાંથી પ્રભુની મુર્તી ચોરી લાવેલો છે તે મુરતી તમારા ઘરમાંથી અમને પાછી આપો એટલે અમે એક ક્ષણ પણ ઉભા નહી

રહેતાં પાછા ચાલ્યા જઇશું. ગંગાબાઇયે તે લોકોને પોતા ના ઘરમાં તપાસ કરવાને કહ્યું એટલે તેઓએ બધે જોયુ પણ કંઇ જણાયુ નહી તેથી તેઓ નિરાશ થઇને બાહેર નીકળ્યા ગુગળી લોકોએ ડાકોર ગામના લોકોને ઘણી આજી જી કરીકે અમને કૃપા કરીને બતાવોતો અમે તમારો મોટો ઉપકાર માનીશું

ડાકોર ગામના લોકોએ વિચાર કર્યો કે આ લોકોમાં કાંઇ સામર્થ્ય જણાતું નથી તો પછી શ્રી કૃષ્ણ પરમાત્માની મુર્તિ ક્યાં છે તે બતાવવાને કંઇજ હરકત નથી એમ નિ શ્ચય કરીને તે ગુગળી લોકોને કહ્યુ કે હે ભાઇ તમારે શ્રી ભગવાનની મુર્તિ લેવી હોવતો ગોગતી સરોવરમાં પધરાવ્યા છે માટે તેમાં તપાસ કરીને તમારાથી લઇ જવાય તો લઇ જાઓ;

ગોમતીમાં પ્રભુ છે એવુ સાંભળતાંજ તેઓને આનંદ થયો રાજાને પણુ ખુશીનો પાર રહ્યો નહી.

પોતાની સેનામાં બળવાન શુંરા અને મલ્લ જેવા સેંક ડો માંણુસો હતા તેઓ ગોમતી સરોવરમાં પ્રવેશ કરવા લાગ્યા પણુ તમામ જળ રૂધિર જેવુ જેવામાં આવ્યુ આ દેખાવ જોઇને એકદમ ચમકયા પણુ તેનો ભેદ કોઇએ બતાવ્યો નહોતો. વધપી તે લોકોએ જળમાં આમ તેમ ઘુમવા માંડયું કેટલાકોએ ડુબકીમારીને મધ્ય ભાગમાં તળી યે પોહોચીને ફરવા માડયું કેટલાક જુવાનોએ મોટા વાંસડા લઇને તેથી અંદાજ લેવા માંડયો એમ કરતાં કરતાં ડુબ કી ખાનારા જુવાનોમાંથી એક જુવાનને મુર્તીનો સ્પર્શ થયો તેથી તેંણે જળ બાહેર ડોક કાઢીને તમામને કહ્યું કે હે ભાઇયો આપણા પરીશ્રમનું ફળ ઇશ્વરે આપ્યુ છે કેમકે પ્રભુની મુર્તિતો જળમાં છેજ અને મ્હેં નજરે જોઇ છે

જુવો હું ઉભોધું ત્યાંજ છે એટલું સાંભળીને ઘણા માણુસો એજ જગોએ મથવા લાગ્યા ત્યારે મુર્તી છે એ વાતતો સાચી પડી પણ હવે તેમાંથી બાહેર કાઢવાનો ઉધોગ આ લાવવા માંડયો અંદરથી બાહેર ખેંચી કાઢવાને સેજસાજ ત્રણ માંણુસો જોર કરવા લાગ્યા પણ ત્યાંથી તસુભર પણ ખસેજ શાંની!

અરે! ભગવાન તો ઉપડતાજ નથી; જળમાં ગમે તેટલી ભારે બોજ વાળી વસ્તુ હોય તોપણ લેવાઇ શકાય છે છતાં આ શો ગજબ! અહાહા! કેમ હશે, કાદવનો પણ ભાગ જણાતો નથી સ્વચ્છ રેતાળ જગોછે; ચાલો ચાલો આપણે દસ માંણુસો મળીને ઉપાડીએ એમ બોલતા બોલતા ઘણા માણુસોએ જોર કર્યું પણ બીલકુલ હાલ્યાં નહી. તમામ માંણુસો થાકી ગયા છાતીનો ભાગ થાકના પરિશ્રમથી હાંફવા લાગ્યો નાકમાંથી ધમણની માફક પવન ચાલવા લાગ્યો, શરીર ઉપર પરશેવાના ઝેરા વછુટયા. પણ કાર્ય સર્યું નહી; છેવટે મજબુત કપડુ લઇને તે મુરતીની આજુ બાજું વીટાળીને તે કપડાના છેડાને પંદર વિસ માંણુસોએ ઘણા જોરથી ખેંચવા માંડયુ પણ તેથી કંઇજ કાંમ સર્યું નહી;—આમ થવાથી રાજા પણ અચંબો પામ્યો; પછિ કંટાળીને બોલ્યો કે હવે ગમે તેટલો પરિશ્રમ કરશો તો પણ કાંઇજ વળવાનું નથી, પ્રભુની ઇચ્છા બળવાન છે ભાવીમાં જેમ બનવાનું હોય છે તેમજ બને છે છતાં તેમાં પુરૂષ પ્રયત્ન ઉપયોગમાં આવતો નથી; જે પ્રતિમાને વૃદ્ધ બોડાણો ઉચકીને ગાડામાં મુકીને લઇ ગયો છતાં કોઇને ખબર પડી નહી તથા વાસેલાં કમાડ ઉઘડી ગયાં તથા તાળાં ખુલ્લાં થયાં એ પણ ભાવી યોગ વિના બનતુ નથી, હે ભાઇયો! અત્યારે તમે દસ દસ માંણુસો તે પ્રતિમાને ઉપાડવાને મથોછો છતાં રંચ પણ ખસતી નથી, તેમજ

તણાવમાં લેહી જોવામાં આવે છે તો પછી નાહક પ્રયત્ન કરવો ઉપયોગનો નથી, ઇશ્વરની મરજી વિરૂદ્ધ આપણે કાંઈ પણ કરી શકીયેજ નહી; તે મહા સમર્થ છે; તેમની દેન ગીથીજ આપણું જીવન છે માટે હવે દ્વારિકાં ચાલ્યા જવુ જોઇએ,

રાજાનું વચન સાંભળીને ગુગળી પુજારી લોકો બોલ્યા કે હે રાજન ! હવે અમે દ્વારિકામાં આવીને શુ કરીગે?

કાલિંગડો.—૮

હવે જીવન મુળ ગુમાવિ બેઠા પછિ
દ્વારિકાંમાં રહીને હુ શું કરૂ (૨)
ભલે કદિ અહિં પ્રાણ જાય,
અન્ન વિના મુજ તન સુકાય (૨)
ભાવી બળ હશે ત્યમ થાય (૨)
તદપિ નવ ડરૂ હવે જીવન મુળ

---

"હે માહારાજ ! આપને પણ દ્વારિકાના બેટનું ઉત્પન્ન થોડુ છે તેમાં પણ મંદિરનું જે કંઇ ઉત્પન્ન આવતું હતું તે ઓછું થઇ ગયુ અમારૂ ગુજરાન રાજાની માફક પ્રભુના પ્રતાપથી ચાલતુ હતું તેવુ ગુજરાન સદોદિત ચાલે તેવું આપ કરી શકવાના નથી; જેવી રીતે સુખડ અને કપુર ઘસવાથી સુંગંધીનો લાભ મળે છે. અને તે સાથે દેવને ચંદન ચઢે છે તે પ્રમાંણે અમારા ઉદરનું ગુજરાન થતું હતું અને તે સાથે ભગવાનની ભક્તિ તથા તેમનું દર્શણ થતુ હતું કહ્યું છે કે "દધ બેચનસે હરિમિલે; એક પંથ દો કાજ" તે પ્રમાંણે અમને અત્યુત્તમ લાભ હતો તે લાભ ઉપર પાણી ફરિવળ્યુ; હે રાજન ! અમારાં પુર્વકર્મનાં પાપજ નડ્યાં હશે, માટે અમેતો અહિયાં રહિનેજ ભગવાનની

આરાધના કરીશું; શ્રી કૃષ્ણ ભગવાન આ ગોમતિ સરોવર માં બિરાજ્યા છે તેથી હવે હું આ સ્થળનેજ દ્વારિકાં માનું છું, હવે દ્વારિકામાં શું રહ્યું ? જ્યાં ભગવાનની મુર્તી એજ દ્વારિકાં છે; માટે આ ગોમતિ ઉપર નિવાસ કરીને શ્રી કૃષ્ણ પરમાત્માના નામનું સ્મર્ણ કરીને અમારા પાપને બાળીશું. આ પ્રમાણે પુજારી બ્રાહ્મણોની દ્રઢ પ્રતિજ્ઞા જાણીને રાજા પણ ત્યાંજ રહયો, અને હવે શું થાય છે તે જાણવાની ઇચ્છામાં ગુંથાયો; વળિ ભગવાન કોઇ પ્રકારે પ્રસન્ન થાય એટલા માટે રાજા સહવર્તમાન પુજારી ગુગળી લોકો તમામ જણ અન્નનો ત્યાગ કરીને સંતાપ કરતા ત્યાંજ રહ્યાં; ખાધા પિધા વિનાના લોકોને દસ દીવસ સુધી અપવાસ થયા;

ગંગાબાઇ બહુ દયાળુ હતી તેથી દસ દિવસ સુધી ભુખ્યા બેશી રહેલા દ્વારિકાવાશી બ્રાહ્મણો તથા રાજાને દીઠા તેથી તેણીના હૃદયમાં બહુજ ક્ષોભ થયો; ખેદ થયો; દયા આવી.

અગિયારમે દિવશે સુતકથી નિવૃત થઇને ભગવાનને માટે ગંગાબાઇએ વિધવિધ પ્રકારની રસોઇ બનાવી હતી તે રસોઇ જમવા સારૂ રાત્રી વખતે ગંગાબાઇને ત્યાં ભગવાંન આવતા હતા, પછી પ્રસાદ લઇને ગોમતીમાં ચાલ્યા જતા હતા;

બીજે દીવશ રાત્રી વખતે ગંગાબાઇ પાસે ભગવાન આવ્યા અને બોલ્યા કે ગંગાબાઇ ! આજ તમારા મુખ ઉપર ઉદાશીનું નિશાન કેમ જણાયછે ? હું છતાં તમને શાની ચિંતા છે ? શા માટે હજુ રસોઇ કરી નથી ? આજે કેમ મને ભુખ્યો રાખવો છે કે ? જે કંઇ હોય તે આપો મને તો ભુખ લાગી છે; હે ગંગાબાઇ ! મ્હેં તમારો અપરાધ કર્યો નથી. છતાં આંજે શા માટે ખેદ પાંમેલાં જણાઓછો.

ભગવાનનું વચન સાંભળીને ગંગાબાઇએ તેમના ચરણ માં મસ્તક નમાવીને દંડવત્ પ્રણામ કર્યો. પછી હાથ જોડીને વિનંતી કરવા લાગી, કે મહારાજ ! દ્વારિકાવાશી બ્રાહ્મણો અન્નપાન કર્યાં વિના બાર દીવશથી કષ્ટ વેઠે છે. તેથી તે જોઇને મને ખેદ થાય છે, મારૂ ચિત વ્યગ્ર થઇ ગયું છે તેથી મને રસોઇ કરવાને સુઝ પડી નથી; હે, પ્રભુ ! બ્રાહ્મણની જાત મનુષ્ય યોનીમાં શ્રેષ્ટ અને પવિત્ર ગણાય છે તેમજ તેઓ રાત્ર દિવસ આપનાં દર્શણ કરનારા ભક્ત છે; છતાં જ્યારે આપના વિયોગથી તેઓ અન્નપાન કર્યા વિના કષ્ટ સહન કરે છે. તેવું જોઇને મારાથી ભોજન શી રીતે લેવાય ! હે પ્રભુ ! તમેતો દયાળુ છો વળી તમે વિશ્વભર અર્થાત વિશ્વનું પોષણ કરનારા છો. છતાં તમે પોતાના ભકતોને શા માટે કષ્ટમાં નાંખ્યા છે, એ બ્રાહ્મણોતો આપના શરીર રૂપ છે: હે દયાસિંધુ ! સર્વ જીવ તમારે આશરે છે; માટે તેઓ ઉપર દયા લાવો; હે માહારાજ ! તમે પ્રાણીનાં કર્મ જોતા નથી અને મોક્ષ આપોછો, અજામેળ જેવા મહા પાપીને ફકત નામથીજ તાર્યો છે. કહો જોઇયે ! તેનાં અધમ કર્મ આપે કયારે જોયાં છે ! હે પ્રભુ ! તમે કેવળ દયાળુ છો છતાં આ દ્વારીકાવાશી આપની સતત પુજા કરનારા પુજારીયો ઉપર શા માટે નિર્દયતા વાપરી ! માટે તે બ્રાહ્મણોને તેમની ઇચ્છા પ્રમાણે સંતોષ પમાડશો તો હું આપને ખાવાનું આપીશ અને તેમ થશે તોજ હું પણ અન્નજળ લઇશ.

જેવી રીતે પોતાની મા પાસે બાળક આગ્રહથી માગણી કરે છે તેમ ગંગાબાઇનો છેડો પકડીને, ગોમતીમાં વિહાર કરનાર ભગવાને કહ્યું કે માજી ! મને ખાવાનું આપ, ભુખ લાગી છે; જો કે ખાવાનું નહી આપે તો તારો માટીનો કોઠલો અને તેમાંના વાસણ કુસણ તપાસીને લઇલઈશ

બોલ્ય ? આપે છે કે નથી આપતી ? હે ગંગાબાઇ ! મને ખાવાનું આપ્ય, વળી તે બ્રાહ્મણોને તારા કહેવા પ્રમાણે હું સંતોષ કરીશ.

ગંગાબાઇને આનંદ થયો પછી કોઠલાને ઉઘાડીને તેમાં થી મગદળનો લાડુ માંખણ સાકર અને બાજરાનો રોટલો જમવાને માટે આપ્યો, તે લઇને ભગવાને તેમાંથી અરધો અરધ ભાગ કરીને ગંગાબાઇને આપ્યું અને કહ્યું કે ગંગામા આટ જુનો તું ખા ભગવાનના અપુર્વ પ્રેમ ઉપર બલિહાર પામ લી આનંદમાં મગ્ન થતી ગંગાબાઇએ તેમ કર્યું ભોજન લીધા પછી ગંગાબાઇ હાથ જોડીને ઉભી રહી; એટલે ભગ વાને કહ્યું કે ગંગાબાઇ ! એ બ્રાહ્મણોનું જેવું તપ છે તેવી તેમની ચિત્તની સુદ્ધિ નથી તેઓની નિષ્કામ ઉપાસના નથી. તેમ તેઓ મને પ્રસન્ન કરવા સારૂ તપ કરતા નથી પણ દ્રવ્ય ભેગુ કરવાને સારૂ મારી શેવા કરે છે; હે ગંગા બાઇ ? જેઓ સંસારના દુઃખદાયક વ્યવહારનો ત્યાગ કરીને કંદ મુળ અને ફળનો અહાર કરીને તથા નાંહાની નાંહાની પર્ણ કુટીમાં નિવાસ કરીને દર્ભ ઉપર શયન કરીને બ્રહ્મચ ર્યવ્રત ધારણ કરીને મુમુક્ષુ થઇને સત્સંગથી આત્માને ઓ ળખીને પ્રેમ ભક્તિમાં મસ્તરહીને પરોપકારમાં પોતાનો દેહ સમર્પણ કરીને તથા શરીરમાં દુઃખદાયક વિકારને વિવેક માર્ગે ત્યાગ કરીને જેઓ મારૂ સ્મર્ણ કરે છે તેઓને હું પ્રેમ ભાવથી મળુછું જુવોકે ધ્રુવ, નારદ, પ્રહ્લાદ, વ્યાસ શુકદેવ, વશિષ્ટ ઇત્યાદિક જે થયા છે તેઓએ માયિક અને નાશવંત પદાર્થ ઉપર બિલકુલ ધ્યાંન આપ્યુંજ નથી હે ગંગામા ! તુ તો કેવળ ભોળા મનની છે માટે તે બ્રાહ્મણો ને માટે તારા દયા ભરેલા વિચાર થાય છે પણ મારાસ બોલવા ઉપર તને શંકા આવતી હોયતો તુંજ પરિક્ષા કર અને ગામના લોકોની પાસે તું કહેવરાવ્ય કે તમે શા માટે

પ્રાણ જાય તેવું કરોછો ? કેમકે ભગવાંનનો જળથી બાહે ર નીકળે તેમ લાગતું નથી માટે તમારે પ્રાંણનો નાશ કરવો છે કે કંઇ ઉપાયથી ઘેર જવાની ઇંચ્છા રાખોછો ! હે ગંગા આ પ્રમાંણે જ્યારે ગામના લેકો તે દ્વારિકા વાશિ બ્રાહ્મણ મુસાફરીને પુછશે ત્યારે ત્યારે તેમના હૃદયનો ખરે ખરો વિ ચાર જણાશે;— હે ગંગા ! તેઓનો વિચાર કેવો છે તે સાંભળીને તું કાલે જણાવજે.

આ પ્રમાણે કહીને ભગવાન પોતે ગોમતીના જળમાં ચાલ્યા ગયા ભગવાને કહ્યું હતું તે પ્રમાંણે ગંગાબાઇએ ગામના લોકોને સમજાવીને પેલા દ્વારિકાંવાશી બ્રાહ્મણો તરફ મોકલ્યા

ગામના લોકો ગામથી બાહાર જઇને પેલા બ્રાહ્મણો પ્રત્યે કહેવા લાગ્યા કે તમે અન્નનો ત્યાગ કરીને ભગવાનને મળવા માટે તપ કરો છે ખરા પણ ભગવાન તો દેવતાઓ ને પણ મળવા દુર્લભ છે; તેમ છતાં તમે અત્યંત આગ્રહ પુર્વક કાર્ય કરીને તમારા દેહને પાડશો તો તેથી સું થનાર છે ? ઇશ્વરને મેળવી આપવામાં કોઇની શકતી છેજ નહી, છતાં અણુની અણી ઉપર તમે આવી જવાને તૈયારીમાંછો. તમારા નેત્રમાં ખાડા પડી ગયા છે તમારા પેટની ચાંમડી પીઠની સાથે ચોટી ગઇ છે; તેથી ઉભા થવાની પણ શક્તી રહી નથી એવી સ્થિતિ માત્ર મ્હોત આવવાના નીશાંનની થઇ છે ભગવાનને તો મળવું એતો સંસ્કાર વિના બનિ શકતુ નથી પણ મ્હોતને મળવાને કાંઇજ વાંધો નથી હે બાઇ ! જેટલો ઉપાય કરવો ઘટતો હતો તેટલો ઉપાય તમે કરી ચુક્યા છો તો પણ ભગવાંન બાહેર નીકળતા નથી; ત્યારે શું સમઝીને તમે પોતાનો દેહ પાડોછો ! દેહ પાડવાથી મુ ક્તિ મળતી નથી, દેહને દમન કરવાથી જ્ઞાન થતું નથી. ક્ષુધા વેઠવાથી તો ઉલટમાં સ્મર્ણ શકતી અને ભકતી પણ

રહેતી નથી પણ તેના બદલે વિકળતા અને દારીદ્રતા ઉત્પ
ન્ન થતાં. શરીર નાશ પામે છે. માટે હે બ્રાહ્મણો ! તમે
આ કામ મુકો દઇને દ્વારીકાંમાં રહો અને ઇશ્વરનું ભજન
કરો કે તમારા જન્મનું સાર્થક થાય હે બ્રાહ્મણો તમારૂ કષ્ટ
જોઇને અમે ગામના લોકોને તથા ગંગાબાઇને ઘણોજ ખેદ
થાય છે, તે સાથે તમારા ઉપર ઘણીજ દયા આવે છે પણ
શું કરીયે ! તમને ભગવાંન મેળવી આપવાને અમારામાં સા
મર્થ રહ્યું નથી.

ગામના લોકોનું વચન સાંભળીને બ્રાહ્મણોએ કહ્યું કે
હે ભાઇ ! તમને અમારા માટે દયા આવતી હશે. પણ
અમે દ્વારીકાના લોકો ભગવાનના આશ્રયથીજ જીવીયે છીએ
દેશ દેશાવરના લોકો ભગવાનના દર્શણ કરવા સારૂ આવતા
હતા અને તેમના ચરણ કમળમાં દ્રવ્ય અર્પણ કરતા હતા
એમ કરવામાં હજારો રૂપીયાનું ઉત્પન્ન દરવરસે થયાં કરતુ
હતું અને તે ઉત્પન્નમાંથી રાજીની માફક અમારૂ પોષણ
થતુ હતુ, હવે ભગવાનતો અહિંયાં આવીને ગોમતીના જળ
માં રહ્યા છે; અમારી આ જીવિકા ભંગ થઇ ગઇ તેથી
દ્વારિકામાં દુખી થઇને મરણ પામવું તેના કરતાં અહીંયાંજ
મરવું ઘણું સારૂ છે;

ગામ લોક કહેવા લાગ્યા કે એક વરસમાં જેટલુ ઉત્પ
ન્ન થતું હોય એટલું દ્રવ્ય અમે ગામ લોકો તમને આપીયે
તો પછી કાંઇ હરકત છે?

બ્રાહ્મણોએ કહ્યું કે એમ કરવાથી અમને શો ફાયદો ?
વરસ પુરૂ થઇ જાય એટલે અમે ભીખારી જેવા કોહોને
શરણે જઇએ, શ્રી કૃષ્ણ પરમાત્માની શેવા બજાવનાર અમે
બીજા કોહોને જાચિયે; કદાચ જાચિયે તો અમારૂ પુરૂ કર
નાર કોણ છે ? હે ભાઇયો ! એક વરસની આમદાની ખાધા

ખરચમાં નીકળી જાય અને પછી ટાંટીયા ઘશીને મરણ થવાનો પ્રસંગ આવે તેના કરતાં અહીંયાં મરણ પામવું એ ઉત્તમ માનીયે છીએ; અમે રાંમકની પેઠે રાજા પાસે યાચના કરવા કદી પણ જવાના નથી; માટે તમે તમારે ગામમાં નિશ્ચિંતથી પાછા જાઓ અમારે માટે તમે કંઇ પણ ચિંતા કરશો નહીં; જે અમારા નશિબમાં લખ્યું હશે તેમ થશે; હે ભાઇ જો કદાચ તમે સરવેના મનમાં એમજ આવતું હોય કે આપણા ગામને ગોંદરે બ્રાહ્મણો લાંઘીને મરી જશે; તો તમે બધાએ મળીને ભગવાનની બરાબર તોલ કરીને સુવર્ણ (સોનું) આપો એટલે અમે અમારે દ્વારિકાં ચાલ્યા જઇએ.

ગામના લોકોએ કહ્યું કે જળમાંથી ભગવાનને બાહેર કાઢવાનું અને તેમની બરાબર સોનું આપવાનું અમારામાં સામર્થ્ય નથી; આ પ્રમાણે કહીને ગામના લોકો ઘેર આવીને ગંગાબાઇને બ્રાહ્મણોના મનની વાત જણાવી દીધી; એટલે ભગવાને જે વાત ગંગાબાઇને કહી હતી તે યાદ કરીને આશ્ચર્ય પામવા લાગી.

રાત્રી પડી એટલે શ્રીકૃષ્ણ ભગવાંન ગંગાબાઇને ત્યાં આવ્યા; તે વખતે ગંગાબાઇને પ્રભુને ભોજન કરાવીને તેમના પ્રત્યે કહ્યુંકે—હે ભગવાન તમે જે હકીકત કહી હતી તે તમામ મળતી આવી; તોપણ તમે દયાળુ છો માટે તેમના ઉપર કૃપા કરવીજ જોઇએ.

ગંગાબાઇના સ્હાંમે દ્રષ્ટી કરીને મંદહાસથી ભગવાંને કહ્યું કે—હે ગંગા!

## ગરબી—૯

આલ્યો ડાકોરમાં જઈ વશિયે એ રાગ.

પછી હંશિને કહે ગિરધારી,
તું શું જાણે વાત અમારીરે. પછી હશિને ૧
કેંક રાક્ષસને મ્હેં માર્યા છે તેથી,
કઠિણ હૃદય અતિ મ્હારીરે પછી હંશિને ૨
માંમો છતાં તેનું મસ્તક છેદ્યું,
પુતના મારી વિદારીરે. પછી હશિને ૩
કપટ કરી અભિમન્યુને માર્યો,
દયા વિવેક વિસારીરે પછી હશિને ૪
છળ કરી વૃંદાને હું ભળિયો,
કહેવાયો હું અવિચારીરે પછી હશિને
કઠિણ હૃદયનો હું છું નિશ્ચય,
ભકતની છે બલિહારીરે પછી હશિને

---

મ્હે ઘણાક દૈત્યોને માર્યા છે, મહા વિકાળ અને ઘોર કર્મ કરનારા રાક્ષસોની સાથે ઘણી વખત ઘોર સંગ્રામ કર્યો છે તેથી મારૂ હૃદય ઘણુંજ કઠીણ થઇ ગયું છે. હે ગંગા મા ! મારા ભક્તોનું હૃદય માંખણ કરતાં પણ કોમળ છે. વળી કેતકીના મકરંદ જેવું મંજુલ છે. તે સાથે કેવળ સ્વચ્છ છે તેથી તેવી તું દયાળી છે તેથી તારા હૃદયમાં તેઓને માટે દયા આવે છે. વારૂ ઠીક છે પણ હું એટલું કહું છું કે તે પીડા પામતા બ્રાહ્મણોના ઉપકાર માટે તું તારૂ ઘરબાર વેચી નાંખ્ય અને તેમ કરતાં જેટલા પૈસા આવે તે તું મને આપ્ય એટલે તે બ્રાહ્મણોને આપીને દ્વારકાં વીદાય કરૂ, કેમકે મારી પાસે દ્રવ્ય નથી. જોકે દ્રવ્ય હોત તો વારે ઘેર રોટલા માટે આ માટે રહુ જોની જ્યારે જુઓ

લાગે છે ત્યારે રાત્રી પડ્યા બાદ છાનોમાંનો તારી પાસે આવીને ખાઇને ચાલ્યો જાઉંછું. વળી રહેવાને માટે સુંદર ભુવન પણ નથી તેથી ગોમતી સરોવરના જળમાં પડ્યો રહુ છું. માટે હું પણ નિર્ધન છું તેથી તું તારૂ ઘર વેચી નાંખ્ય અને પૈશા આપે તો વચમાંથી દુઃખદાયક અડચણ કાઢી નાંખુ; આ પ્રમાણે કહીને મંદહાસથી ગંગાબાઇના સામે એકી નજરથી જોવા લાગ્યા.

ગંગાબાઇ નેત્રમાંથી આંસું કાઢીને કહેવા લાગી કે હે દીન બંધુ! મને નાહક મોહમાં શા માટે ફસાવોછો! આ આપની અગાધ લીલાને કોઇ પણ કળિ શકયું નથી. આપે બાલ્યા વસ્થામાં પોતાના મુખમાં ચૌદ બ્રહ્માંડ શ્રી યશોદા જીને બતાવ્યાં હતાં, તે જોઇનેજ પોતે ચમકી ગયાં હતાં. આપે સુદામાને વૈભવ આપ્યો તે કોહોનુ અજાણ્યું છે પણ સુદામાજીને ખબર પડવા દીધી નથી, એ પણ આપની લીલા છે; હે પ્રભુ તમે અને સુદામાજી એ બન્યો જણ સ્નાન કરવા ગંગામાં પેઠા હતા તે પ્રસંગમાં સુદામાને અક ળિત માયા બતાવવાને આપે ધાર્યું હતું આપે બન્યો જણે જળમાં ડુબકી મારી, તે એવા ઠરાવથી કે કોણ વધારે વાર સુધી દમ ઘુટી શકે છે! એવી હોડ બકીને ડુબકી માર્યા બાદ સુદામાને ચોવીસ વરસ સુધી દેશ પરદેશમાં અથડાવ્યો અને તેને ગ્રહસ્થા શ્રમ કરાવ્યો તથા પુત્ર પૌત્ર કરાવ્યા તથા તેમને પણ છંડાવ્યા તથા બીજે કોઇ દેશમાં મોકલ્યો અને ત્યાં પણ સ્ત્રી મર્ણ પાંમી હોયતો પુરૂષને બળવું પડે એવા નિયમ વાળા દેશમાં મોકલ્યો તેમાં પણ ભોગ જોગે સ્ત્રી મર્ણ પાંમી અને તે સ્ત્રી સાથે સુદામાને બળવાનો પ્ર સંગ આવ્યો સુદામાએ જળમાં પ્રાંણ ત્યાગ કરવા ડુબકી મારી એટલે બાહેર નીકલ્યા આપ પછીથી નીકલ્યા હે પ્રભુ

એક ઘટિકાની અંદર આટલો પ્રકાર બતાવનાર પણ આપજછો વળિ ગાદેવને મોક્ષ કરનાર તમેજછો છતાં મારી શિ ગુજાસ તમે ચૌદ બ્રહ્માંડના વૈભવને તાબે રાખનાર છો, વળિ સર્વ ના પ્રાંણ છો છતાં મારી પાસે પૈસા માગો છો તે તમારૂં ક્યાં અજાણ્યું છે.

આ પણ કુટી (ઝુપડી) ના કોઇ પાંચ રૂપીયા આપે તેમ નથી વળિ ઘરનાં વાસણ કુસણ તમારા ભકતે વેચી નાંખ્યાં છે; તે તમારૂં અજાણ્યું ક્યાં છે! હે પ્રભુ દ્રવ્યમાં અને કિર્તિમાં તથા સુખમાં દુઃખમાં તમારા શિવાય કંઇ જ નથી હે ભગવાન! મારા આખા અંગ ઉપર મારા ના કમાં સવાવાલ સોનાની વાળી છે બીજુ કંઇજ નથી; હે ભગવાંન આપના વજન બરાબર સોનું માગનાર બ્રાહ્મણો સવા વાલની વાળીથી શી રીતે સંતોષ પામશે! હે ભગ વાન! મને તો સવાવાલની વાળીની પણ જરૂર નથી, કેવળ આપના દર્શનના લાભથીજ મને આનંદ થાય છે; આ જગતમાં તમામ મિથ્યા છે આ દેહ પણ છુટો થવાનો છે, હે નારાયણ! માહારી વૃત્તિ કુના વસ્તુ ઉપર છેજ નહી; તો પછી મારી પાસે કઇ વસ્તુની તમે આશા રાખોછો

ભગવાને હશીને કહ્યું કે, ગંગામા તમેતો ત્રણ લોકની સમૃદ્ધિવાળાં છો વળિ ઇંદ્રના વૈભવ કરતાં પણ તમારી પાસે હજાર ઘણો વૈભવ છે આખી સષ્ટીનું ધન ભેગુ કરીયે તેના કરતાં લક્ષ ઘણું ધન તમારી પાસે છે છતાં શા માટે તમે તમારૂં હૃદય છુપાવો છોજે કંઇ દાટી મુકયુ હોય તે કાઢીને આપો હુ દ્વારિકાંમાંથી આવેલો તાહારે ત્યાં કોદરાનો રોટલો ખાઇને જળમાં પડી રહ્યું માટે હુંજ તારી પાસે યાચક થૈને માગણી કરૂછું કેમકે દ્વારિકાવાશિ લોભીષ્ટ બ્રાહ્મણોની પીડા કાંઇક દ્રવ્ય આપીને કાઢવી જોઇએ.

શ્રી ભગવાનનું વચન, આશ્ચર્ય કારક સાંભળીને ગંગા બાઇએ કહ્યુંકે હે પ્રભુ તમે એટલો બધો વૈભવ દેખતા હો તો હું તમને અર્પણ કરી ચુકી છું મારેતો વૈભવની જરૂર છેજ નહી, હવે હુંતો કાળચક્રના સપાટામાંજ પડીશું. અને જ્યારે તેનું ચક્ર ફરશે ત્યારે હુંતો તમારા ચરણ રજમાંજ આળોટયાં કરીશ.

ભગવાને કહ્યું કે-તારા હૃદયમાં સંતોષ છે તેથી આ ખુ જગત તૃણવત છે તેમજ ઇંદ્રના વૈભવને પણ તું ગણ કારે તેવી નથી. માટેજ તું સર્વ પ્રકારના વૈભવવાળી છે; છતાં તું પ્રેમ પુર્વક સવા વાલની વાળી આ ત્હારા યાચક ને આપે છે તેટલાથીજ હું તે બ્રાહ્મણોને પ્રસન્ન કરીશ; હે ગંગા તું નિર્મળ હૃદયવાળી માહારી ભક્ત છે, વળી તું એટલું સોનું મને આપીશ તો તેથી પર્વતથી પણ અધિક માનીશ, હે ગંગા બોડાણા જેવા અને તાહારા જેવા ભક્ત તો દુર્લભ છે. વળી દ્વારિકાવાશી બ્રાહ્મણોએ ધન લાલચને માટે મારી શેવા કરી છે તેથી તેઓને મિથ્યા મોહ પ્રાપ્ત કરાવનાર મોહાંન્ધોઓને પૈસા મળશેજ. કેમકે ચ્હાય તેવા તેઓ સ્વાર્થિ છે તોપણ તેઓએ લાલચ ભાવથી મારી પુજા કરી છે માટે હું તેમને ફળ આપીશ, હે ગંગા ! તું એમ નકી સમજ કે ચ્હાય તેવા ભાવથી અગનીને સ્પર્શ કરવામાં આવે તો તેથી દઝાયા વિના રહેશે નહી, એજ પ્રમાણે ચ્હાય તેવા ભાવથી બ્રાહ્મણોએ માહારી પુજા કરી છે તો તેનું ફળ સારૂજ આપીશ. યદ્યપિ માયિક પદાર્થની વાંચ્છ ના કરનારાઓ મને પ્રત્યક્ષ જોઇ શકતા નથી. તેમજ તેમ નો મોક્ષ થતો નથી. માટે તે લોકોના મનની શુદ્ધિ થયા પછી તેમને વાંચ્છિત ફળ આપીશ, માટે હું તને કહું છું તે પ્રમાણે તું કર, અને મારી બરોબર સોનું તોળીને આ પવું એવી પ્રતિજ્ઞા કરીને તું મને જળમાંથી બાહેર કાઢય,

પછી મોટાં ત્રાજવાં લાવીને એક બાજુએ તેમાં ગારૂ સ્થાપન કરજે અને બીજા તાજવામાં તારા નાકની વાળી મુકજે હે ગંગા તારા નાકની વાળી સવાવાલની છે તે વજનથી નીચી નમી જશે અને હું ઉંચો થઇશ.

આ પ્રમાણે અદભુત રચના જોઇને તે બ્રાહ્મણો ધન મેળવવાની આશા છોડી દેશે. પછી તેઓ ગાબારૂ સ્મર્ણ કરશે. ત્યારે હું પ્રસન્ન થઇને તેમની મરજી પુર્વક આપીશ.

આ પ્રમાણે ગંગાબાઇને સલાહ આપીને ભગવાન પર માત્મા ગોમતીના જળમાં ચાલ્યા ગયા.



# પ્રકરણ ૫ મું.

## સવાવાસની વાળીથી પણ વંજનમાં હુલ્લડ થયા

### અદભુત ચમત્કાર

### અસંતોષી બ્રાહ્મણોને ફળ આપ્યું

---



પ્રાતઃકાળ થયો એટલે ગંગાબાઇએ ગામનાં ડાહ્યા અને વૃદ્ધ માણસોને બોલાવીને દ્વારિકાવાળી બ્રાહ્મણ તરફ મોકલ્યા; ગામના વૃદ્ધ માણસોને ગંગાબાઇએ કહિ મુકયુ હતુ કે ભગવાનની બરાબર તોલ પ્રમાણે સુવર્ણ આપીશું. આ ઉપરથી ગામના વિચિક્ષણ લોકો પેલા બ્રાહ્મણો પાસે ભાંજગડ કરવા જઇ પોહોંચ્યા. પછી બ્રાહ્મણોને કહ્યું કે–હે માહારાજ તમે સુવર્ણની માગણી શ્રી ભગવાંન બરાબર તોલ પ્રમાંણે અમે ગામ લોકો પાસેથી કરી હતી તે પ્રમાણે અમેતો આપી શકીયે તેમ નથી. પણ બોડાણાની સ્ત્રી ગંગાબાઇ આપવાને તૈયાર થાય છે, તમે રાત્ર દિવસ ઉપવાસ કરીને અતીશય કષ્ટ વેઠો છો તેથી તેમને ખેદ થવાથી તમારા ઉપર દયા આવવાથી અમને "તમારી તરફ મોકલ્યા છે. અને જેવી રીતે જેમ તેમ કરીને પણ તમે સંતોષ પાંમીને દ્વારકામાં જાઓ એવો ગંગાબાઇનો ઇચ્છા છે માટે કહો હવે તમારો શો વિચાર છે પ્રથમ તમે કહેતા હતા કે ભારો ભાર સોનું લઇએ,, માટે તમારો ચોકસ વિચાર હોયતો કાગળમાં લખી આપો, અને ગોમતી સરોવર ઉપર તમે તુલા બાંધો.

ગામના લોકોનું વચન સાંભળી ભુખથી અશકત થએલા જમીન ઉપર નિર્માલ્ય થઇને પડી રહેલા બ્રાહ્મણો ત્વરાથી

ઉભા થયા અને પરસ્પર કહેવા લાગ્યા કે, હે ભાઇયો ! હવે આપણા ઉપર ભગવાન પ્રસન્ન થયા છે માટે હવે આપણે વિલંબ શા માટે કરવો જોઇએ ! ચાલો આપણા રાજાજીનો તંબુ પણ આ સાંહામેજ દેખાય છે માટે તેમને પણ વિદિત કરીને આ ગામના લોકોને કબુલત પત્ર લખી આપીયે એમ કહીને તે બ્રાહ્મણોએ રાજાને તમામ હકીકત કહી. પછી રાજા પણ ખુશિ થયો; બધા બ્રાહ્મણોએ એક વિચાર કરીને કબુલત પત્ર લખીને તૈયાર કર્યો તેમાં એવું લખ્યુ હતુ કે.

સંવત ૧૨૨૧ ના માગસર શુદ પુનમને વાર શની. ડાકોરમાં રહેનાર બાઇ ગંગાબાઇ જત દ્વારકાંમા રહેનાર દ્વારકાંધીશની પુજા કરનાર પુજારા ગુગળી સમસ્ત લખી આપીયે છીએ કે દ્વારિકાંમાંથી બોડાંણાજી પરમ ભકત હતા તે ભગવાંનની પ્રતિમા ડાકોરમાં લાવ્યા છે તેથી અમને ઘણું નુકશાન થયું છે વળિ ગોમતીમાં બીરાજેલા ભગવાંન બાહેર નીકળતા નથી તેથી અમે નારાજ થઇ ગએલા છીએ એમ જાંણીને તે બાબતનો નીકાલ કરવામાં આવ્યો છે તેમાં એમ ઠર્યું છે કે ભગવાનની પ્રતિમાના વજન પ્રમાંણે બારો બાર સોનું તમે અમને આપો એટલે કાંઇ પણ તકરાર કર્યા વિના સોનું લઇને અમે દ્વારીકાં ચાલ્યા જઇએ એ બાબતમાં આકાશમાં સુર્યનારાયણની સાખ છે તથા દ્વારીકાના રાજાજીની સાખછે;

આ પ્રમાંણે તે બ્રાહ્મણોએ પત્ર લખીને ગામના લોકોના હાથમાં આપ્યો; પત્ર લઇને ગામના લોકોએ બ્રાહ્મણો ને કહ્યું કે હવે તમે અવિલંબથી ગોમતિ શરોવરના કિનારે ત્રુલા બાંધો; એમ કહિને ગામના લોકો ચાલતા થયા.

આ તરફ પુજારી બ્રાહ્મણોને આનંદનો પાર રહ્યો નહી; બાર દીવશના અપવાસથી ઉભુ થવાતુ નહોતુ તે અત્યારે આમ તેમ ફરવાને શકિતવાંન થઇ ગયા વળી ભુખથી નેત્રમાં ખાડા પડેલા છતાં ફીકાં થઇ ગએલાં હતાં તે અત્યારે આશા રૂપી તરંગનો લાલરંગ નેત્રની કીકીયોમાં ચળકદાર છવાઇ ગયો હતો હૃદય ચક્રમાં ઉમંગનો ઢંગ મસ્ત થવા લાગ્યો મનોર્થના રથ ચક્રો ઘણા વેગથી ચાલવા લાગ્યા તેઓએ ઉતાવળથી સ્નાન કરી લીધુ. અને મોટા ઓરશિયા ઉપર ચંદન ઘસીને કપાળમાં ટીલાં ખેંચવા લાગ્યા; એ પ્રકારે આનંદ આવેશમાં આવેલા બ્રાહ્મણો રાજા સહવર્તમાન ગોમતીના કોનારે ઉભા રહ્યા, પછી એક વડના ઝાડની ડાળી સાથે તુલાને બાંધવામાં આવી; આ વખતે ગામના લોકો પણ જોવાને માટે આવીને બેઠા હતા; તેમાં કેટલાક જુવાનીઆઓ ભિન્ન ભિન્ન વિચાર કરવા લાગ્યા, એક એમ બોલ્યો કે ગંગાબાઇના સવા રૂપીયાના ઝુંપડામાંથી બે ત્રણ લાખ રૂપીયાનું સોનું કયાંથી નિકળશે ? ઘણું કરીને બ્રાહ્મણોને ઠગવાનો રસ્તો કર્યો હશે, ત્યારે બીજો એમ બોલ્યો કે એટલુ બધુ સોનું શું કાંઇ ગંગાબાઇ ઉચકીને લાવશે કે ? શિવ શિવ કરો, ત્રીજો બોલ્યો કે બોડાણાએ ત્રાંબા પીતળનાં વાસણ પણ વેચી નાંખ્યાં છે; કદાચ સોનું હોત તો વાસણ શા માટે વેચે ? ચોથો બોલ્યો કે, કોણ જાણે ભાઇ, એવા ફાટા તુટા ચીથરીઆ ભકત પાસેથી દાટેલુ ધન પણ નીકળી શકે છે. માટે એ બાબત કાંઇ કહી શકાય નહી. આ સાંભળીને માથુ હલાવતો ત્રીજો માણસ બોલ્યો કે દ્રવ્યનો મદ ઢાંકયો રહેતોજ નથી; ઠીક છે જુવો તો ખરા ! જે હશે તે હવે હાથ કહેતનું છેકુ છે; આ પ્રમાણે જુવાનીયા લોકો વાતો કરી રહેલા છે અને બીજી તરફ દ્વારિકાનો રાજા પણ વિસ્મય પામ્યો હતો, કેમકે

તેણે ખોડાણાની ઝુંપડી નજરે જોઇ હતી તેથી તેની કંગાલ સ્થિતિ હતી તેવી રાજાને પણ ખાત્રી થઇ હતી;

તમામ માણસો ગુપચુપ ગોમતી કીનારે બેઠેલા છે, અને તુલા પણ બંધાઇ ગઇ છે, હવે તેઓ સઘળા ગંગાબાઇને આવવાની રાહ જોતા બેઠા હતા. અને મનમાં ધારણા કરતા હતા કે ગંગાબાઇ ક્યારે આવે ! અને ક્યારે તોલ થાય ! એટલુંજ નહી પણ ગોમતીમાં પ્રભુની મુર્તી પચિસ માણસો ગયા હતા ત્યાં નીકળી શકી નહોતી તો પછી હવે ગંગાબાઇ શી રીતે કાઢી શકશે ? આ પ્રમાણે વિચાર કરતા તમામ લોકો ગંગાબાઇને આવવાની રાહ જોતા બેઠા હતા; એટલામાં સફેત વસ્ત્ર ધારણ કરવાવાળી ગંગાબાઇ છેટેથી આવતી જોવામાં આવી; તેની સાથે કોઇ જોવામાં આવ્યું નહી. તેમજ ગંગાબાઇ પાસે ગાંસડી કે બાંધેલુ પોટકુ પણ જોવામાં આવ્યું નહી એટલે તમામ માણસો તે ગંગાબાઇને દુરથી જોતાંજ વિસ્મય પામવા લાગ્યા એટલામાંતો ગંગાબાઇ ગોમતીના શરોવરના કિનારે જ્યાં તુલા બાંધી હતી ત્યાં આવી પોહોચ્યાં; પછી શ્રી કૃષ્ણનું સ્મર્ણ કરતી, હે કૃષ્ણ હે કૃષ્ણ એમ કહેતી કહેતી ગોમતી શરોવરમાં પેઠી. પછી પોતાના નાકની જે વાળી હતી; તે વાળી કમરમાં ખોસી; ગોમતીમાં પ્રવેશ કરતાંજ થોડા જળમાં શ્રી ભગવાનના ચર્ણાવીંદનાં દર્શણ થયાં; પ્રેમ પુર્વક નમસ્કાર કરીને ધીરે રહિને ભગવાનને ઉપાડયા, અને જમણા હાથમાં પકડીને પોતાની કમર ઉપર બેસારીને જ્યાં તુલા હતી. ત્યાં ગંગાબાઇ આવી પેહોચી; આ વખતે તમામ લોકો ચિત્રવત થઇ ગયા; વળિ તે સાથે અદભુત ચમત્કાર જોઇને સર્વેના મનમાં આશ્ચર્ય ઉત્પન્ન થયું નેત્રની પલક્ટી કર્યા વિના એકી નજરથી જોવા માંડયું હવે શું થાય છે તે જોવા માંડ્યું હવે શું થાય છે તે જોવાને તથા કયા પ્રકારની વાત

થાય છે તે સાંભળીને આતુર બનિ ગએલા સોર બકોર કર્યા વિના મુર્તીની માફક તમામ લોકો બેશી રહેલા હતા;

ગંગાબાઇએ શ્રી કૃષ્ણ ભગવાનને એક તુલામાં મુકી દીધા; એટલામાંતો પેલા દ્વારિકાંવાશી બ્રાહ્મણો અધિરા થઇને ગંગાબાઇને કહેવા લાગ્યા કે હે ગંગાબાઇ ! તમે ભગવાનને તો બેસાર્યા પણ સોનું ક્યાં છે, સોનું !

ગંગાબાઇએ હાથની મુઠી વાળેલી બતાવીને કહ્યું કે હે બ્રહ્મદેવ ! તમે સબુર રાખો, સબુરીનાં ફળ મીઠાં છે. જુવો આ મારી મુઠીમાંજ સોનું છે હે ભાઇ ! જેટલુ સોનું મારા ઘરમાં હતું તેટલું તમામ લાવી છું માટે તમે ચિંતા કરશો નહી;

બ્રાહ્મણો અધિરા થઇને ઉચ્ચાર કરવા લાગ્યા કે હરે હરે, આ પ્રતિમાના પ્રમાંણમાં મુઠીમાંનું સોનું શા કામમાં આવવાનું છે તમે તો કેવળ ભોળા દિલનાં છો, હે બાઇ આ ટલે સોને શું થશે ? એટલુ બોલીને બ્રાહ્મણો ઉભા રહ્યા એટલામાંતો તુલસીના દળ ઉપર સવાવાલની વાળી મુકીને શ્રી કૃષ્ણ ભગવાનનું રમણું કરીને ગંગાબાઇએ બીજા ખાલી ત્રાજવામાં મુકી દીધું; મુકતાં વાંતજ સવાવાલની વાળી વાળુ ત્રાજવું નીચુ નમ્યુ અને શ્રી કૃષ્ણ પરમાત્માની પ્રતિમા વાળુ ત્રાજવું ઉચ્ચુ ચઢયું આ વખતે આકાશમાં દેવતાઓ વૈમાનમાં બેશીને જોવા આવેલા તેમણે પુષ્પની વૃષ્ટિ કરી આ વખતે મધ્યાન્હનો સુર્ય પણ સ્થંભ્યો હતો; આ વખતે હરેક વૃક્ષ ઉપર આશ્રમ લેનારાં પક્ષી પણ સોર બકોર કર્યા વિનાનાં પ્રભુના દર્શણ નિમિત્તે દ્રષ્ટિ કરી રહ્યાં હતાં, આ વખતે આકાશમાંની વાદળિયોએ પોતાનો વેગ સ્થિર રાખ્યો હતો, આ વખતે ગોમતી કીનારે બેઠેલા સરવે લોકોનાં મન એજ તરફ ખેંચાયાં હતાં અને તે સાથે ગંગાબાઇ ઉપર

ઇશ્વર પ્રસન્ન છે તે બાબત ખાત્રી કરે છે તેમાં પણ આ વખતે બ્રાહ્મણોની દ્રષ્ટી ત્રાજવાંની ડાંડી ઉપર બાજની માફક દ્રઢ હતી, બ્રહ્મણોએ પોતાના કપાળ ઉપર હાથ મુકયો તે સાથે નાશિકા દ્વારાએ મોટો શ્વાસ મુકયો.

એટલામાં ગંગાબાઇએ બ્રાહ્મણો પ્રત્યે હાથ જોડીને કહ્યું કે હે માહારાજ! જુવો તપાસો, તમે જે પ્રમાણે માગ્યુ તે પ્રમાણે સોનું મ્હેં આપ્યું છે તેમાં પણ કેટલુક સોનું વધારે છે; તમે તમારી મેળેજ ખ્યાસ કરો કદાચ વધારે સોનું છે તેથી હું નારાજ થતી નથી, પણ તમે બ્રાહ્મણ છો તેથી હુ આપી દેવા ઇચ્છુંછું હે બ્રહ્મ દેવ! હજું પણ હુ અત્રે ઉભી છું માટે જે કંઇ ઘેરબ્યાજબો (અનૃત) લાગતુ હોય તો શંકા દુર કરીને મને કહી દ્યો,

ગંગાબાઇનું વચન સાંભળીને સર્વે બ્રાહ્મણોએ જમીન ઉપર નીચુજ જોઇને શરમીંદા થઇ ગયા જાણે પથ્થરની પ્રતિમા ઉભી કરી મુકેલીયો હોય તેવી રીતે તે બ્રાહ્મણો વિચારના વમળમાં ધુંચાઇ ગયેલા બોલ્યા ચાલ્યા વિના ઉભા રહ્યા; પછી વિસ્મય પામતા બ્રાહ્મણો ગંગાબાઇને કહેવા લાગ્યા કે હે ગંગાબાઇ! આપના પ્રતાપ વડે કરીને અમને પ્રભુનાં દર્શન થયાં છે તેથી અમે મોટો ઉપકાર માનીયે છીએ અમારે આટલું સોનુ જોયતુજ નથી; તેમજ ભગવાને દ્વારકાંમાં લઇ જવાને અમે સમર્થ નથી; કેમકે તમારા ઉપર તેમની સંપુર્ણ કૃપા છે તેમની અદભુત લીલા જોઇને આ તમામ લોકો અને અમે વિસ્મય પાંમિયે છીએ હે ગંગાબાઇ હવે અમે તમારી પાસે કંઇજ માગતા નથી; એમ કહીને ગોમતી સરોવર ઉપરથી બ્રાહ્મણો પોતાના આશ્રમ તરફ પાછા વલ્યા અને રાજા પણ પોતાના તંબુમાં ચાલ્યો ગયો.

તુલામાં મુકેલા કૃષ્ણ માહારાજને અને વાળી ઉઠાવીને ગંગાબાઇ પોતાને ઘેર ગઇ અને તેમનું વેદી ઉપર સ્થાપન કર્યું.

ગામના લોકોને ગંગાબાઇ ઉપર દ્રઢ વિશ્વાસ આવ્યો આ કોઇ સાક્ષાત સતી છે તથા સાક્ષાત દેવી છે એમ સમઝીને તમામ લોકો ગંગાબાઇના આંગણે ભજન કરવા સારૂ રાત્ર દિવસ બેસતા હતા, ગંગાબાઇનું વચન શ્રદ્ધા પુર્વક પાળતા હતા ગંગાબાઇનાં પવિત્ર ચરણ પખાળીને કેટલાક જીદ્ધ બાંધુસો પાંન કરતા હતા તેમજ સેંકડો સ્ત્રીયો ગંગાબાઇ પાસેથી શ્રી કૃષ્ણ પ્રભુનો મંત્ર લઇને બોધ લેતી હતી તથા ગંગાબાઇના કપડાં પણ ધોતી હતી, આખા ગામમાં ગંગાબાઇનું નામ પ્રખ્યાત થયુ દેશ પરદેશમાં ગંગાબાઇની ભકિત અને ભકિતને આધિન થએલા શ્રી કૃષ્ણ પરમાત્મા તેમની પાસે રહે છે એ વીગેરેની આખ્યાય કાફેલાઇ ગઇ તેથી કેટલીક સાધુ મંડલી પણ પવિત્ર ગંગાબાઇનાં દર્શણ કરવા સારૂ આવવા લાગી અને દ્વારિકામાં જે મહિમા ભગવાંનનો હતો એજ મહિમા પ્રભુ પ્રતાપે વધ્યો; આ પ્રસંગમાં મોટા મોટા ગુહન ડુંગરોમાંથી તપસ્વિયોગી પુરૂષોને ધ્યાંનમાં માલુમ પડવાથી દ્વારિકાં જવાનુ બંધ કરીને સાધુનો વેષ ધારણ કરીને ગંગાબાઇને ત્યાં આવીને શ્રી કૃષ્ણ પરમાત્માનાં દરશન કરવા આવવા લાગ્યા હવે આપણે બીજી બાજુ વળિએ.

ગંગાબાઇને સંવાવાલની વાળી પાછી આપીને ગોમતી સરોવરના કિનારા ઉપર તુલા આગળથી નિરાશ થઇને પેલા બ્રાહ્મણો પોતાના રાજાની આગળ જઇને ઉભા રહ્યા.

શોક અને સંતાપથી તથા અપવાસથી શુશ્ક થઇ ગએલા બ્રાહ્મણોને જોઇને રાજાએ કહ્યુંકે હે ભુદેવો ! હવે તમે શ્રીકૃષ્ણ પ્રભુની પ્રતિમાની આશા મુકી દઇને દ્વારકાં ચાલો, હવે તમે અહિયાં રહીને શું કરશો કદાચ અહિયાં રહેશો તોપણ મુરતી મળવાનુંજ નથી ત્યારે તમે નાહક શાંની આશા રાખો છો.

બ્રાહ્મણોએ નેત્રમાં આંસુ આણીને કહ્યુંકે હે માહારાજ!

માહૅાડ—૧૦

નથી દૈવ્ય ગતિ અનુકુળ હવે કયમ કરીયે ઓ મહારાજ.
જાણી નહિ પ્રભુતા પ્રભુની અમે, ભૂલ્યા સત્રજો સાજ
પાછળથી પસ્તાવો થયો અરે, થયું કાજ અકાજ
હાય દૈવ્ય હવે મને કયારે મળશે પ્રભુજી ગરિબ નીવાજ
નથી દૈવ્ય ગતિ. ૧

શું કરિયે હવે દ્વારિકાં આવી, કેમ રહે કહો લાજ
અહિયાં રહીને સ્મરણું કરીશું શેવિશું જગ શિરતાજ
એજ થશે અનુકુળ દયાનિધિ ભવસાગરના જહાજ
નથી દૈવ્ય ગતિ. ૨

---

હે રાજન! અમારી દૈવ્યગતી બીલકુલ અનુકુળ નથી કેમકે ભગવાન પણ મલ્યા છતાં દ્રવ્ય મળ્યું નથી, વળી ભગવાન મળ્યા છતાં અમારે સ્વાધીન થવાના આશાઓ નિરર્થક થઇ, હે રાજન શ્રીકૃષ્ણ પ્રભુનું આહાવુ મહાત્મ્ય કિંવા તેમનો આ પ્રમાણે ચમત્કાર જાણવામાં આવ્યો નહો તો, અહાહા જુવોને પેક્ષી સવાવાલની વાળી કયાં અને પ્રભુની મુર્તિ કયાં; જે મુર્તિનું વજન દસમણુ ઉપરાંન્ત છે તે વજન કોણુ જાણે કયાં ગયું, છતાં સવાવાલ કરતાં પણુ વજનમાં હલકા થયા, એ કાંઇ નાંની ચુની વાત નથી; માટે જ્યારે પ્રત્યક્ષ દ્વારકેશ્વર ભગવાંન અહિયાંજ છે ત્યારે બીજે જઇને શું કરિયે! ભકતવત્સલ ભગવાનનું શરણું પકડીને અહિયાંજ રહિશું. હે રાજન!

---

## ભૈરવી—૧૧

ભલા કુતા મેરી મટકી ફુટી દધ બેચનસે • છુંટી—એ રાગ.

ભકતને માટ થયા હલકા અહા ધંન ધન કુંજ વિહારી
ધન ધન કુંજ વિહારી ગોપાલક પ્રિય ગિરિવર ધારી
ભકતને માટ ૧

દાવાનળ પીધો એક ક્ષણમાં, માસી પુતના મારી
ક્રૂર પાતકી કંસને તાર્યો, જાઉ સદા બલિહારી
ભકતને માટ ૨

ભરી સભામાં લજ્યા રાખી, ધ્રુપતિના હિતકારી
મિત્ર સુદામા કેરાં તાંદુલ, ફાકયાં સ્નેહ વધારી.
ભકતને માટ ૩

એવા દિનબંધુ સુખદાયક, કહો કયમ જાય વિસારી
શરણું એનું ન મુકું હર્ષદ, રહિશું અહિયાં ધારી
ભકતને માટ ૪

---

એવા દિનબંધુ ભકત વચ્છલને મુકીને દુર જવા અમે ઇચ્છતા નથી. આખુ જગત પ્રભુનેજ આધીન છે. થવાકાળ પણ તેનાજ હાથમાં છે. છતાં તેની મરજી વિરૂદ્ધ પુરૂષ પ્રયત્ન નિરૂપયોગ છે. ભગવાનની મુર્તિ લઇ જવાને માટે આપણો પ્રયત્ન કંઇજ ઉપયોગમાં આવ્યો નહી, વળી તેની અકળીત સત્તા આગળ માનુષિ બુદ્ધિ બળવાન છેજ નહી.

માટે હવે તો તેમનાજ ચરણમાં રહીને નિરંતર સ્તુવન કરીશું. જ્યારે તે કૃપાનિધિ સહાય થશે ત્યારેજ અહિંથી ખસવું છે; અને ત્યારેજ દ્વારિકા આવીશું વળિ ગામના લોકો અમારી હઠ ઉપર ચીડાઇને કાઢો મુકવાનું કરશે તો પણ વૃક્ષની માફક અચળ રહીશું પણ ખસવાના નથી;

બ્રાહ્મણોનું આ પ્રમાણે શુધ્ધ અંતઃકરણ જોઇને રાજા પ્રસન્ન થયો; અને બ્રાહ્મણો ડાકોરમાંજ રહ્યા; અને તેની આજુ બાજુ જંગલમાં અપવાસ કરીને પ્રભુસ્મર્ણ કરવામાં જ પોતાનો વખત ગાળવા લાગ્યાં.

આ તરફ ડાકોરમાં ગંગાબાઇની ઝુંપડી આગળ ગામ ના તમામ લોકોની ભીડ તલ પડે તેટલો પણ માર્ગ મળે નહી તેવી થઈ રહી હતી, વળિ નાના સરખા નીચા છાજ ના ઝુંપડાને આસો પાલવના પાંદડાથી સંગારેલી હતી, કેટ લીક કણબણો અને બ્રાહ્મણીયો ગરબા ગાઇ રહી હતી; પ્રાતઃકાળનો સમય હતો તેથી ગંગાબાઇ સ્નાન કરીને, તથા કમાડ વાશીને શ્રી રણછોડરાયજીનું સ્તવન કરી રહી હતી. હવે જયારે ગંગાબાઇ દ્વાર ખુલ્લાં કરે ત્યારેજ દર્શન થાય એવી ઇચ્છાથી ચકોરવત બની ગયેલા લોકો દર્શણ કરવા માટે દ્રષ્ટી કરી રહેલા હતા, થોડીકવાર થઇ એટલે "જય રણછોડ માંખણચોર" એમ કહીને તમામ લોકો દર્શન કર વા લાગ્યા. આ વખતે કપુરનો ગાંગડો આરતી ઉપર મુકી ને વૃદ્ધ ગંગાબાઇ સફેત વસ્ત્ર ધારણ કરીને આરતી ઓ લવા લાગી.

## આરતી.

જય મંગલકારી, જય મંગલકારી.
સચરાચર વ્યાપકછો, જાઉ સદા વારી. ॥ જયમંગલ ॥
અંતરયામિ અચળ છો, નિસંગ છો પ્યારા (૨)
પુરણ છો પરમાત્મા, નિર્મળ હિતકારા
"જયમંગલ"
અજર અમર ઇશ્વર છો આનંદ પ્રદ દાતા (૨)
છો સર્વજ્ઞ દયા નિધિ, જગત તણા ત્રાતા
જયમંગલ

નિરગુણને નિશ્ચય છો, નિરાકાર દેવા (૨)
સિધ મુનિ સનકાદિક સહુ, કરે સતત સેવા
જયમંગલ.

અધમોદ્ધારણ છો હરિ, સહુનું કારણ છો. (૨)
નિર્મળ જનનું નિશ્ચય, કષ્ટ નિવારણ છો.
જયમંગલ.

તું ત્રાતા પિતુમાતા, તુ ભ્રાતા ભગની (૨)
તમથી લાગી નિશ્ચય, પ્રેમ સહિત લગની
જયમંગલં.

રવિ શશિ ગ્રહ ગણ આદિક, છે તુજ આધારરે (૨)
એજ પ્રકારે ઇશ્વર છો હિત કર માહારે
જયમંગલ.

નથી ધનની કંઇ ઇચ્છા, ઇચ્છા ભકિતની (૨)
અર્પો હંમેં ઇશ્વર, પ્રેમા શકિતની (૨)
જયમંગલ.

ગંગાબાઇ આરતી કરી રહ્યાં, લોકોનો જથો થોડે થોડે કમી થવા લાગ્યો જ્યારે તમામ માણસો ઘેર ગયા ત્યારે એકાન્ત જાણીને ગંગાબાઇએ પોતાની નાનકડી ઝુંપડીનું દ્વાર બંધ કર્યું ત્યાર પછી હાથ જોડીને પ્રભુ પ્રત્યે ગંગાબાઇએ કહ્યું કે પે ભગવાન તમે તે બ્રાહ્મણોને સવા વાલની વાળી સાથે તોળાઇને ચમત્કાર બતાવ્યો છે પણ તેઓ સોનું નહિ મળવાથી અસંતોષ થયા છે; માટે તેમને સંતોષ કરો.

હે પ્રભુ! તેઓ બાર દીવસ ઉપરાંતથી અન્ન વિના લાંઘણ કરે છે. તેથી મારૂ હૃદય ખિન્ન થાય છે.

ભગવાને કહ્યું કે હે ગંગા! હવે તે બ્રાહ્મણોનું હૃદય નિર્મળ થયું છે. તેમણે સર્વ પ્રકારની આશાઓને દુર કરીને પ્રભુનુંજ શરણું લેવું એમ નિશ્ચય કર્યો છે. હું તો નિર્મ

જ અંતઃકરણમાંજ વસનાર છું હે ગંગા ! જ્યારે નિર્મળ આયનો (કાચ) હોય છે ત્યારેજ તેમાં કોઇ પણ વસ્તુનો દેખાવ નજરે પડે છે તેજ પ્રમાણે જ્યારે કાચ સમાન સ્વચ્છ નિર્મળ અંતઃકરણ હોયછે ત્યારે તે અંતઃકરણ દ્વારાએ વૃત્તિ પણ નિર્મળ હોય છે. જ્યારે નિર્મળ વૃતિ હોય છે ત્યારે તે દ્વારાએ ધ્યાન ધારણા પણ નિર્મળજ થાય છે. હવે તે બ્રાહ્મણો પ્રભુની પ્રભુતા કેવી હોય છે તે સમઝયા છે. વળી મિથ્યા માયિક પદાર્થ કંઇજ કામનો નથી એમ સમઝીને હવે એ કાગ્રવૃતિથી ધ્યાન ધરે છે. તેમજ હવે તેઓ પસ્તાય છે કે પૂર્વે આપણે આ પ્રમાણે નિર્મળ વૃતિ રાખી હોત તથા ધનનો લોભ કર્યો હોત નહિતો પ્રભુ પણ સાક્ષાત દર્શન દેત, આ પ્રમાણે તે બ્રાહ્મણોને પાછળથી જ્ઞાન પ્રગટ થયુ છે તેથી હવે તેમનું ચિત નિર્મળ થયું એમ હું સમઝું છું.

હવે પ્રથમની માફક હું માહરી શેવાવૃતિ બક્ષીસ કરી શ. કેમકે માહારી મુર્તી સુંદિર કાન્તીવાળી એક શુશોભિત દ્વારીકામાં છે; તે મુર્તીની શેવા કરશે એટલે તે લોકોને વાંચ્છિત ભોગ અને મોક્ષ આપીશ.

હે ગંગાબાઇ ! જે માણસ શુદ્ધ અંતઃકરણથી એક મુહુર્ત માત્રમાં મારૂ સ્મર્ણ કરે તો હું તેના સર્વ દોશ ક્ષમા કરૂંછું; અને તેને વાંચ્છિત યોગ્ય ફળ આપુછું. માટે હે ગંગા ! તું હવે ધીરજ રાખ; હું હવે તેઓ પાસે જાઉં છું અને તારા કહેવા પ્રમાણે સંતોષ કરછું. આ પ્રમાણે કહીને ભગવાન પેલા બ્રાહ્મણો પાસે ગયા.

અકસ્માત શ્રી હરીને આવતા જોઇને બ્રાહ્મણો વિસ્મય થયા. એકદમ શ્રી હરિના ચરણ કમળમાં નમિ પડયા, ને ત્રમાંથી આશ્રુની ધારા ચાલવા માંડી, પોતાના બન્ને ગાલ ઉપર વારંવાર તમાચા મારીને અપરાધની ક્ષમા માગવા લા

ગ્યા, વળિ અચાનક દર્શનનો લાભ જાણીને મોટા ઉપકાર તથા લાભ માનવા લાગ્યા, જેવી રીતે ગરીબ માણસ દ્રવ્યવાનને જોઇને દીનમુખથી ઉચ્ચાર કરે છે તેવી રીતે દીનમુખ મુદ્રાવાળા બ્રાહ્મણો હાથ જોડીને ઉભા રહ્યા. પછી સ્તુતિ કરવા લાગ્યા. કે હે ભગવાન! હે દ્વારિકાંધિશ અમે રંક શેવક ઉપર શાં માટે કોપાયમાન થયા છો? હે ભગવાન અમે અજ્ઞાની જીવ આપની માયાને જાણુતા નથી માટે ક્ષમા કરો, હે પ્રભુ અમે મોહપાશમાં બંધાયલા છેક આંધળા થએલા છતાં આપના મહિમાને જાણી શકયા નથી માટે ક્ષમા કરો; આપની પુર્ણ કૃપા હોય તોજ મોહમાયાથી વિરકત રહિ શકાય; પણ હવે આપનાં પ્રત્યક્ષ દર્શણ થયાં તેથી અમારાં પુર્વનાં પાપ કર્મ બળિ ગયાં છે. આપના જેને દર્શણ થયાં તે પુનર્જન્મ પામતો નથી, હે પ્રભુ અમારૂં કલ્યાણ થયું. એજ અલભ્ય લાભ માનીયે છીએ. આપનાં દર્શણ થયાં એજ અમારૂ જીવન અને ધન છે; હે અચ્યુત જ્યારે આપનો કોપ થાય ત્યારે અમારૂ રક્ષણ કરનાર કે આશ્રય કરનાર આખા બ્રહ્માંડમાં કોઇ છેજ નહી; માટે મોહજનિત અજ્ઞાનાત્મા શેવકોના દોષને ન ગણતાં ક્ષમા કરો.

ભગવાન કહે છે કે તમે કોઇ પ્રકારની ચિંતા કરતામાં, તમે અમારા શેવક છો, હવે તમે તથા દ્વારોકાના રાજાએ સહવર્તમાન દ્વારિકામાં જાઓ ત્યાં સાવિત્રી વાવમાં મારી પુરાતન મુર્તી છે તેને કાઢીને કાર્તકી પુનમને દિવશે દ્વારિકાના મંદિરમાં સ્થાપન કરીને શેવા કરો, હે વિપ્રો માહારાં અનેક રૂપ છે. હું સર્વ વસ્તુમાં વ્યાપક છું. માટે તે મુર્તીમાં અને આ મુર્તીમાં ભેદ સમજવો નહી. નિર્મળ વૃતિથી કાયમ રહેલું ધ્યાન જ્યારે અખંડાનંદ સ્થાનમાં રચી રહે છે ત્યારે એજ ધ્યાન પ્રત્યક્ષ થાય છે માટે જ્યાં સુધી તમારી નિર્મળ વૃતિ રહેશે ત્યાં સુધી તમારા અંતઃકરણુંમાં ધ્યાન કાયમ ર

હેશે; જે મહિમા આ મુર્તીનો છે એવોજ મહિમા એજ મુર્તીનો છે, અને જેવી વૃતિ આ મુર્તી માટે પુર્વે તમારી હતિ તેવી વૃતિ એજ મુર્તીમાં તમારી રહેશે તો તમને જેવું સુખ હતુ તેવુંજ પ્રાપ્ત થશે. અને એથી અર્થ કામ મોક્ષ પ્રાપ્ત થશે. એમ કહીને ભગવાન અંતર્ધ્યાન થઇ ગયા.

ગભવાનનું વચન સાંભળીને બ્રહ્મણોને આનંદનો પાર રહોજ નહી, તેમના શરીરમાં અપવાસને લીધે જે નિર્બળતા હતી તે મટી ગઇ અને શકતી પ્રગટ થઇ રીકા થરીર ઉપર આનંદની લહરી પસરવા લાગી, ચાંમડી ઉપર લાલરંગ થઇ ગયો ગાત્ર ઉપર પડીગએલા ખાડા હર્ષના તરંગથી પુરાઇ જવા આવ્યા અને દ્વારકાં પોહોચવા માટે ખેપ કરવાની શકિત પગમાં પણ આવી ગઇ ભુખથી અડખડીયાં ખવાઇ જતાં હતાં તેનો કયાંએ જતુ રહ્યું પણ ભગવાનની આગ્નાથી કુદવાનું જોર વધી ગયું—તેઓએ આજે ઘણા ઉમંગથી ગોમતી શરોવરમાં સ્નાન કર્યું અને રસોઇ બનાવીને અન્ન ખાધુ સઘળી હકીકતથી રાજાને પણ વાકેફ કર્યો પછી જેમ બને તેમ દ્વારિકાં પોહોચવાને માટે તેઓએ ઉતાવળ કરીને કમર બાંધીને તૈયાર થયા અને ચાલવા લાગ્યા.

સરાસરી સોળ દીવશે દ્વારિકાં પોહોચ્યા. ત્યાર બાદ, કારતકી પુનમને આવવાને સાડા દસ મહિના હતા તે વીતી ગયા પછી સાવિત્રીવાવમાંથી ભગવાનની મુર્તિ કાઢી તેમણે જરાક ઉતાવળ કરી તેથી ભગવાનના વાકયનું ઉલંઘન કર્યું માટે તે મુર્તિ કઠણ અને ખડબચડા જેવી નીકળી. બ્રહ્મણોએ તે મુહુર્તિનું સ્થાપન કરીને પુર્વની માફક શેવા કરવા લાગ્યા, અને રાજા પણ પોતાના રાજકાર્યમાં ગુથાયો

આ વાતનો સાર એજ છે કે શુદ્ધ અંતઃકરણ જ્યારે હોય છે ત્યારેજ ભગવાન પ્રસન્ન થાય છે.

તુલસીદાસે કહ્યું છે કે—

ચો.

**मन मलीन तन उज्जल जैसो**
**वीष भर्याजु कनक घट तैसो**

મન મલિન હોય અને શરીર ઉજળુ અર્થાત સુશોભિત તે કેવી રીતે કે સુવર્ણ (સોનાના) ઘડામાં વિષ (ઝેર) ભર્યું હોય તેવું દેખાય છે.

એજ રીતે મલિન મન વાળા ઘોર કૃત્ય કરેલાં છુપાં રાખીને ઉપર ઉપરથી હરી કિર્તન કરે છાપાં તિલક લગાવે માળા ફેરવે તથા મંદિરમાં જઇને શ્રી હરીના સામો ઉભો રહીને નાચે તથા કુદે તથા પોતાના ગુનાહની માફી માગવાને પોતાના ગાલ ઉપર તમાચા મારે તથા ભકિત ભાવનો અન હદ દેખાવ બતાવે. અને અંદર ખાને પારકી સ્ત્રિઓ સાથે છીનાળાં કરે પારકા ઘરમાં ચોરી કરાવીને તેવા દ્રવ્યનો ઉપયોગ કરે, કન્યા વિક્રય કરે જુઠી સાક્ષી પુરે દ્રવ્ય લઇને પાછું આપે નહી કપટ પ્રપંચ કરીને ભોળા માણસોને ફસાવવાને પ્રયત્ન કરે પરાયુ ધન હરણ કરવાની કોશીશ કરે. આ પ્રમાણે વર્તણુંક વાળો ઉપરની ચોપાઇના અર્થ જેવો સમજવો અને એવા માણસને ઇશ્વર સજા કર્યા વિના રહેતા નથી ઇશ્વર તો સર્વને વિષે નિવાસ કરનાર અંતર્યામી છે માટે પવિત્ર અને અપવિત્ર માણસોની તે પરિક્ષા કરીને તેઓને સારા નરસાં ફળ આપે છે. બોડાણાની અટલ ભકિતને આધિન થએલા પ્રભુ દ્વારકામાંથી ડાકોરમાં આવ્યા એજ ભકિત માર્ગના રહસ્યનો દાખલો છે.

લોકોને બતાવવાની ભક્તિ ઉપયોગમાં આવતી નથી લોકોમાં પોતાની કિર્તી ફેલાવા માટે ભકતી ફળ આપતી નથી નિષ્કામ ઉપાસનાથીજ હૃદય પવિત્ર રહે છે ત્યાગ વૃત્તિ થીજ ઇંદ્રિયોના જોશને દબાવી દેવાની શકિત વધે છે અને એજ ત્યાગ વૃત્તિ ભક્તિ રૂપી પારસમણીને ઓળખાવે છે; માટે દયા, ક્ષમા, પરોપકાર પરમાર્થ વિવેક, સુનિતિ અને સદબોધ એટલાં વાનાં જ્યારે ચિતમાં અડગ રહે છે ત્યારે ત્યાગ વૃત્તિનો આવેશ થાય છે



# પ્રકરણ ૬ ઠું.

## વિજયસિંહ અર્થાત બોડાણો,

### પુર્વે કોણ હતો !



ભક્તાધિન ભગવાન તો દ્વારિકાંનો નિવાસ ત્યાગ કરીને ગંગાબાઇ પાસે ડંકપુરમાં રહ્યા. હવે સુત પ્રત્યે સૌનકાદિક મુનિ કહે છે કે હે મહારાજ. તે વિજયસિંહ અર્થાત બોડાણો પુર્વે કોણ હતો ! વળિ એવો કેવો સંસ્કાર હતો કે સાક્ષાત ભગવાન આ કળિયુગમાં તેને મળિ શકયા એટલુંજ નહિ પણ તેની ભક્તિને વશ થઇને દ્વારિકાં જેવું પવિત્ર ધાંમ ત્યાગ કરીને ડાકોરમાં આવ્યા વળી બોડાણે તથા ગંગાબાઇ એ બન્યોને ભગવાન શી રીતે મળ્યા.

સુત મુનિયે કહ્યું કે એક વખતે યમુના કિનારા ઉપર નંદન વનમાં ફાગણ માસમાં શ્રી કૃષ્ણ ભગવાન પોતાની બાલ્યા વસ્થામાં પોતાના બાળ મિત્રોની સાથે હોળીના દીવ્સોની લીલા કરી રહ્યા હતા; આ વખતે પોતાની ઉમ્મરના સરખે સરખા ગોપ પુત્રો ઘેરઇયા બન્યા હતા; જેમાં કેવળ બાળ ચેષ્ટાનું સ્વરૂપ શોભી રહ્યું હતું. નંદન વનની શોભા કવિ લોકો શું લખી શકે. જેટલું લખે તેટલું ઓછું; તમામ જગોએ સુગંધી પુષ્પોનો સમુદાય શોભી રહયો હતો. અને આસોપાલવ તથા આંબાના વક્ષોનો જથો એટલો ઘ ઘો હતો કે તેમાં પ્રવેષ કરનારા માણસો હજારો હોય તો પણ કયાં ખોબ થઇ ગયા તેની ખબર પડે તેમ નહોતું. એ નંદન વનમાં હજારો પ્રકારના વ્રક્ષો લથ્થ બથ્થ હતા. અનેક પ્રકારની વેલિકાઓ વૃક્ષના થડ સાથે લપટેલી લીલાં

પાંદડાંથી શોભી રહેલી હતી, અને તે વેલીકા ઉપર રંગ બેરંગી પુષ્પોનો દેખાવ અદભુત જણાતો હતો, તેવા અનેક વૃક્ષથી જાણે મેઘઘટા હોય તેની ઘટા હોય તેવી ઘટા તેની છાયાથી જણાતું હતું. તે નંદનવન ઘણા વિસ્તારવાળું છતાં તેમાં ઇશ્વર કુદરતની ઠેર ઠેર જુદા જુદા પુષ્પના સમુદાયની વાટિકાઓ બનેલી હતી. કોઇ જગોએ ગુલાબ પુષ્પનું વન, તો કોઇ જગોએ ચંપાના વૃક્ષનું વન હતું. કોઇ જગોએ કેતકીનો સમુદાય તો કોઇ જગોએ બોલસરીનાં વૃક્ષો હતાં. કોઇ જગોએ કમળનાં પુષ્પ ખીલી રહ્યાં હોય તો કોઇ જગોએ મંદાર અને બકુલ પુષ્પનો સમુદાય હતો કોઇ જગોએ રાજચંપો તો કોઇ જગોએ અનેક પુષ્પના જથાનું રંગ બેરંગી વન હતું તેવા અદભુત શોભા યુક્ત વનમાં હંસ, કારંડ, મેનાં, મૃગ, મોર, સસલાં, ઇત્યાદીક આમ તેમ નિર્ભય થઇને ફર્યાં કરતાં હતાં. એવા નંદન વનમાં શ્રી કૃષ્ણ ભગવાન પોતાના બાલ મિત્ર સાથે હોળીકાના ઉત્સવ માટે ખેલ ખેલવાને આવ્યા હતા, ગેડી દડાની રમત રમવાને માટે કઠિણ દડા બનાવ્યા હતા, તે સાથે એક બીજા ઉપર નાંખવાને માટે રંગ રંગિન ગુલાલના પડિયા ભરી મુકીને શ્રી કૃષ્ણ સહવર્તમાન એક જગોએ સભા કરીને બેઠા હતા, આ સઘળી ચેષ્ટા રમત જોવાને માટે વૃધ્ધ ગોપ પુરૂષો ગાયો ચારવાનું કામ મુકી દઇને જોવાને માટે આવ્યા હતા.

અહાહા અજ્ઞાની પુરૂષો તો એમજ સમજે છે કે નંદ અને યશોદાને ત્યાં ઉછરાયલો તોફાની છોકરો ગોકુલમાં રહિને અનેક પ્રકારની ધતિંગ ક્રિયા કરે છે, તેમજ બહુજ તોફાન કરે છે વળિ ઠેર ઠેર ગોપિયોના ઘરમાં પેશીને છાશ ઢોળી નાંખે છે. તે સાથે પોતાની મોહક લટા છટા વાણી વિલાસ અને કાપટય ક્રિયા બતાવીને ગોપિકાઓનાં મન હરી

લે છે, માંખણુ બગાડે છે. દહિની મટકીયો ફોડી નાંખે છે, સ્ત્રિયોનાં ચીર ખેંચે છે એવો તોફાની નંદ યશોદાનો બાળક ગોપ પુત્રોને ભેગા કરીને હર વખતે એમજ કરે છે આ પ્રમાંણે કેટલાક વૃદ્ધ ગોપના મનમાં શંકા આવી જતો હતો જો કે યશોદા માતાને પોતાના મુખમાં ચૌદ બ્રહ્માંડ બતાવ્યાં તે વાત કોઇ જાંણી શક્યુ નહોતું તેમજ ઉખળા સાથે બાંધેલા છતાં બન્યો વૃક્ષના થડમાંથી અચાંનક બે પુરૂષો ઉત્પન્ન થયા હતા, તે ચરિત્ર ગોપ અને ગોપિયોના જાણુવામાં હતું તેમજ પુતના રાક્ષસીના સ્તન પાંન કરતાં પ્રાણ હર્યા તે વખતે ચાર યોજન તેના શરીરની લંબાઇ જોઇને આખુ ગોકુળ ગામ ભય પામ્યુ હતું આવા ચમત્કાર જાણુવામાં આવ્યા હતા છતાં વૃદ્ધ ગોપ પુરૂષો કૃસ્ણુ ભગવાનની લીલામાં મોહ પાંમેલી વ્રજ વિનતાઓ સાથેના કોઇ વિચિત્ર સંબંધને લીધે તે બાળ અવસ્થાના કૃસ્ણુ ભગવાન પ્રત્યે ઇર્ષા લાવતા હતા; એવા શ્રી કૃષ્ણુ ભગવાન જે કે પોતાની લીલા વડે કરીને સર્વને મોહ પમાડતા પરમાત્મા પોતાના સમવયના ગ્વાલ મિત્ર સાથે રંગ રમવાને ઠાઠ મચાવ્યો હતો.

ગોકુળમાં નવનંદ હતા તેમાં કિર્તી પામેલો સર્વથી વૃદ્ધ વિજયનંદ નામનો ગોપ હતો તે મનસ્વિ સ્વભાવનો હતો. તે પણુ ભગવાનની ઇચ્છાથી ત્યાં આવી ઉભો હતો. વિજય સિંહ વૃદ્ધ હતો છતાં તેને આવતો જોઇને શ્રી કૃષ્ણુ સહ વર્તમાંન ગોપના બાલકોએ તેને નમસ્કાર કર્યો નહી; એટલુ જ નહી પણુ જાંણે ઓળખતાજ નથી અથવાતો તે વૃદ્ધની કંઇ પણુ મર્યાદા રાખ્યા વિના પોત પોતાનો ખેલ શરૂ કર્યો

સાંમા સાંમી રંગની પિચકારીયો છોડવા માંડી તે ઉપર ગુલાલ નાંખવા માંડયો તે પ્રસંગમાં ગોપ બાળકોએ નિશ્ચાર કર્યો કે આપણે પેહેલો રંગ કોહોને નાંખવો કેમકે જે

પુજ્ય હોય તેમને નાંખવો ઘટે છે એમ વિચાર કરતાં શ્રી કૃષ્ણને પુજ્ય ગણીને તેમનું પુજન કરવા લાગ્યા ત્યાર પછી પરસ્પર રંગ ગુલાલ નાંખિને તથા એક બીજા ઉપર રંગની પિચકારી ચલાવીને ક્રિડા કરતા હતા,

આ તમાસો જોઇને વિજયનંદ વૃધ્ધ ગોપને ક્રોધચઢયો જુવાન છોકરાનો તમામ અવિવેકી લાગ્યો તેથી પોતાની પાસે જેઓ વૃધ્ધ નવ નંદો બેઠેલા છે તેમને વિજયનંદ કહેવા લાગ્યો કે અહિયાં આપણે પોતાનું માન ગુમાવવાને જ આવ્યા છીએ જુવોને આ તમામ જુવાંન છોકરાઓ મદથી મસ્ત થએલા છે તેઓને બિલકુલ વિવેક છેજ નહી આપણે વૃધ્ધ બેઠા છીએ તોપણ બોલવાનું તથા ન બોલવાનું તેઓ બોલ્યાં કરે છે પણ તે વિષે તેઓને કંઇજ શંકા કે શરમ આવતી નથી ત તમામ બાળકો કેવળ ઉદ્ધત થઇ ગયાછે હવે તેઓને કોઇ શીખામણ દેનાર છેજ નહી કદાચ શિખામણ દેવામાં આવેતો તેઓને લાગુ પડે તેમ જણાતું નથી કારણ કે જ્યારથી નંદજીને ઘેર આ કૃષ્ણનો જન્મ થયો ત્યારથી તમામ છોકરાઓ અંકુશ વિના ના ભટકતા થઇ ગયા છે તે છોકરાઓ પોતાના મા બાપ નું પણ કહ્યું માનતા નથી. છેક નિર્લજ થઇ ગયેલા છે. માટે આહાવા છોકરાઓની રમત જોવાં આવનાર આપણે વૃદ્ધ માણુસોની હાંસી થયા વિના રહેજ નહી;

જુવોતો ખરા ! પ્રથમ રંગની પુજા આ સૃષ્ટિનો રચ નાર શ્રી ભગવાનની કરવી જોઇએ. ત્યાર પછી આપણા સ રખા જે નવનંદ છે તેમની પુજા કરવી જોઇએ. આટલું થયા પછી જુવાન અને બાળકની રંગ પુજા થાય, આ પ્રમાણે આપણો સનાતન રીવાજ છે છતાં તે રીવાજ મુકી દઇને આ સઘળા બાળકોએ પેલા નંદના પુત્ર કૃષ્ણની પુજા શા માટે કરી ? હા, કદાચ બાલકમાં ઉત્તમ પ્રકારના વંદની

ય ગુણ હોય અને પુજા કરવામાં આવે તો હરકત નહિ પણ તે ક્યારે કે જ્યારે વૃદ્ધની પુજા થાય ત્યાર બાદ સારા આચરણ અને સારા લક્ષણ વાળા છોકરાની પુજા કરવી ક દાચ યોગ્ય ગણાય, પણ આતો નંદનો પુત્ર કૃષ્ણ જ્યારનો પ્રગટ થયો છે તે દીવશથી તો ગોકુળમાં સર્વ લોકોનો નાશ થાય તેવા ઉત્પાત થયાં કરે છે;

જુવોને! એક વખતે વંટાળીયો પવન એવો છુટ્યો હતો કે તમામના છાપરાનો ભાગ ઉખડી ગયો હતો. કેકના ઘરની ભીંતો પડી ગઇ, સેંકડો વૃક્ષ મુળમાંથી ઉખડીને જમીન ઉપર પડી ગયાં, સેંકડો ઢોર ધુળના ઉડવાથી ગભ રાઇ ગયાં હતાં; એવા એવા અનેક ઉત્પાત થયાં કરે છે.

વળી એ છોકરાનું કપટ, તથા તેનામાં ચોરી કરવાની કળા, તથા અમર્યાદનું ભાષણ, તથા ઘેર ઘેર રાત્રીને વિષે કોઇ હોય નહીં ત્યારે ગોપીયોની પાસે જતું રહેવું, આ પ્ર માણે તેની તમામ હલકી રીત તમામ લોકો જાણે છે, આ હાવા અવગુણ વાળાને નાદાન છોકરાએ પુજ્ય ગણ્યો તેથી શું થયું ? આ પ્રમાણે વિજયનંદનું વચન સાંભળીને ઉપ નંદ નામનો વૃદ્ધ ગોપ બોલ્યો કે તમે જે કહ્યું તે સાચું છે. માટે બીજા વૃધ્ધ માણસોએ પોતાના બાળકોને સખત સજા કરવી જોઇએ. તેમજ જેના ઘરમાં સ્ત્રી પાંસરે રસ્તે ચાલે તેવી ન હોય તેવી સ્ત્રીને તેના ધણીયે શીખામણ દેવી જોઇએ; પણ પોતાનાજ ઘરમાં એવી રીત હોય છતાં બીજા કોઇને શિખામણ દેવાને જાય એવા માણસે તો બોલ્યા ચાલ્યા વિના મૌન થઇનેજ બેશી રહેવું જોઇએ.

હે ભાઇ તમેજ વૃદ્ધા વસ્થાને પોહોંચેલા કેવળ પરવશ છો, તમે પોતાનું ઘર તપાસ્યા વિના બાળકોની ઉપહાસ કરો છે એ ઠીક નહીં;

વિજયનંદ વ્હેમમાં બરાબર ગએલો ઉપનંદને કહેવા લાગ્યો કે કહો ભાઇએ! તમે મારા ઘરમાં એવું શું છિદ્ર જોયું છે?

શું તમે જાણવા ઇચ્છો છો કે! ચાલો ત્યારે હવે તો હું તમને ખરેખરૂંજ કહી દઉં છું સાંભળો. આ પ્રમાણે ઉપનંદે કહ્યું કે તમારી સુધા નામની સ્ત્રી કૃષ્ણની સેવા દાસીની માફક કરે છે; એટલુંજ નહી પણ કૃષ્ણનું દર્શણ કર્યા વિના ભોજન કરતીજ નથી; આ હકીકત આખું ગોકુળ જાણે છે છતાં તમે જાણતા નથી એ મોહોટુ આશ્ચર્ય લાગે છે. અરે ભાઇ તમે તમારા ઘરનાં જાળીયાં તથા ગોખલા જાણતાજ નથી છતાં પારકા ઘરની નીસરણીનાં પગથીયાં કેટલાં છે! એવો પ્રશ્ન કરોછો તે મિથ્યા છે. આ વાત તો કદાચ મને કહી તેતો ઠીક છે પણ બીજા કોઇને કહેશો તો તે પણ તમને મેહેણું મારશે;

હે ભાઇ વસંત ઋતુમાં તારી સ્ત્રીએ શ્રી કૃષ્ણની પુજા કરી હતી ત્યાર પછી પુજા કરતાં જે કંઇ શેષ રંગ રહેલો હતો તે રંગ તમારા ઉપર નાંખ્યો હતો તમે વૃદ્ધ છતાં તમારી સ્ત્રીએજ શ્રી કૃષ્ણની પ્રથમ પુજા કરીને રહેલા રંગથી તમને પ્રેમ બતાવીને પુજયા હતા; વળિ હમણાં પણ તારી સ્ત્રીએ કૃષ્ણને પુજવાને માટે રંગ તૈયાર કર્યો છે તે હોળીકા પુજન વખતે પુજન કરશે; હે વિજયનંદ તારી સ્ત્રી કૃષ્ણને કેટલુ ચ્હાય છે તેનીજ તને ખબર નથી. એ કેટલુ બધુ અંધેર!

વળિ આતો સઘળા અજ્ઞાની બાળકો છે અને તારી સ્ત્રી તો કેવળ જ્ઞાની અને ચતુર છે વળિ ઘણાં ઇતીહાસો શાંભળવા વાળી વિવેકી અને શાંણી છે એટલુજ નહી પણ તે સુધા સ્ત્રીને જ્ઞાન સમઝીને આજુ બાજુની કેટલીક યુવા

સ્ત્રીઓ તેની પાસેથી બોધ લે છે છતાં શ્રી કૃષ્ણને વશ થએલી તારી સ્ત્રી તારી મર્યાદા કેમ રાખતી નથી ! કહો જોઇએ ?

ઉપનંદનું વચન સાંભળીને વિજયનંદનું મોઢું ઉતરી ગયું, તત્કાળ ક્રોધ પ્રગટ થઇ ગયો. નેત્રના ખુણા વારંવાર ફરકવા લાગ્યાં, કપાળ ઉપર કરચોલી ચઢી ગઇ અનેક વિચારના તરંગના સપાટાથી બન્ને હોઠ ફરકવા લાગ્યા મસ્તક ઉપરનો ભાગ વારંવાર ના અને હા એવા ઉપચારથી પ્રતિબંધન થએલો હાલવા લાગ્યો હૃદય સ્થાનમાં ક્રોધનું આસન થવાથી છાતી ધડકવા લાગી અને બોલ્યા ચાલ્યા વિના મુગો થઇ ગએલો વિજયનંદ પોતાને ઘેર ઘણી ઝડપથી ચાલ્યો આવ્યો;

શ્રી કૃષ્ણ પરમાત્માનું રટણ જેના શુદ્ધ અંતઃકરણમાં નિરંતર રહેલુંજ છે વારંવાર મધુર વદન જોવાને જેની ઉત્કંઠા રહેલી છે, મુરલીના નાદને સાંભળવાને જેના કાંન તે તરફજ તત્પર રહેલા છે, જેનાં નેત્ર માયિક જગતના તમામ પદાર્થને શુન્ય ગણીને શ્રી કૃષ્ણ પરમાત્માની માધુરી મુરત જોવાનેજ માટે ટમટમિ રહ્યાં છે જેની વૃત્તિ તે પરમાત્માના ધ્યાંન માટે અતંગ રહેલી છે એવી પવિત્ર સુધા પોતાના પતિને આવતા જોઇને મંદહાસથી કહેવા લાગી કે પ્રીતમજી ! આમ ઉતાવળા ઉતાવળા કેમ આવી પોહોંચ્યા આજેતો તમે શ્રી કૃષ્ણની બાલ ચેષ્ટા જોવા ગયા હતા ને ક્રોધથી ભરાઇ ગએલા ભુત જેવો વૃદ્ધ વિજયનંદ ડોસો કંઇ પણ બોલ્યા ચાલ્યા વિના પોતાના મસ્તક ઉપરનું ફાળીયું ધરતી મધ્ય ભાગમાં પટકી દીધુ અને શ્રમથી પસીનાને લીધે વળગી ગએલી બંડી કાઢીને ખુલ્લા બદન વાળો ઘરમાં ખુણાની અંદર વાંસની લાકડી ખોળવા લાગ્યો તે જોઇને સુધાએ કહ્યું કે સ્વામિન્ ! તમે શું ખોળોછો,

વિજયનંદે નેત્રની ભ્રકુટી ઉંચી કરીને તથા ક્રોધાયમાન મુદ્રાથી સુધાને કહ્યું કે રાંડ શંખણી! તારી પુજા કરવાને માટે પુષ્પાંજલીની આરતી ખોળુ છું જેવી રીતે તું પુજા કરવાને માટે રંગ તૈયાર કરી મુકવાનું સાધન ખોળે છે તેમજ સમઝી કે ?

એક હાથમાં લાકડી અને બીજા હાથથી સુધાના મસ્તકનો ચોટલો પકડીને વિજયનંદ કહેવા લાગ્યો કે, કેમરે! ત્હેં તયાર કર્યો છે તે રંગ કયાં છે! બોલ્ય! રંગથી પે ગ્રા કૃષ્ણને પુજવાનું તું વ્રત કહે છે ખરૂ કે મને પુછયા શિવાય એવું વ્રત શા માટે કરેછે! તું માહારી મરજી ઉપરાંત સ્વેચ્છાચારથી વર્તનાર કોણ છે? તને શા માટે સિક્ષા ન કરવી જોઇએ કેમ શો જવાબ દે છે ?

વિજયનંદની ક્રોધ મુદ્રા જોઇને સુધા થર થરવા લાગી તે સાથે ઉચ્ચાર પણ કરી શકી નહી અને આશ્ચર્ય જનક શબ્દ સાંભળીને મોટા વિચારમાં પડી ગઇ એટલે વિજયનંદને વધારે ક્રોધ ચઢયો પછી લાકડીથી ઉપરા ઉપરી ઝટકા ચલાવવા લાગ્યો શ્રી કૃષ્ણ પરમાત્માની કૃપાથી લાકડી પણ ભાગી ગઇ એટલે બીજુ લાકડુ હાથમાં લઇને મારવા મચ્યો છતાં તે લાકડુ પણ ભાગી ગયું આ પ્રકારે સોળ સતર લાકડાંના કકડા થઇ ગયા છેવટે મારી મારીને પોતેજ થાકીને લોથ થઇ ગયો પણ સુધાના શરીર ઉપર વાગ્યાનું કંઇજ નિશાન માલુમ પડયુ નહી તેથી આશ્ચર્ય પામતો બોલ્યો કે, હર હર હે પ્રભુ હુ તો આ રાંડને મારી મારીને થાકી ગયો. વળિ લાકડાંના પણ કકડા થઇ ગયા મારા હાથ પણ દુખવા આવ્યા અરેરે આ રંડાનું શરીર વજ્રથી બનાવ્યું હશે કે શું! એમ કહીને થાકી ગયેલો જમીન ઉપર સુઇ રહયો

અહાહા જેના ઉપર પ્રભુની કૃપા છે તેને કોણ મારી શકે છે લાલ અંગારા જેવા ધગ ધગતા લોખંડના થાંભલાની સાથે ભકત પ્રહલાદને બાથ ભરાવ્યો હતો છતાં તેને શીતળ જળ જેવું લાગ્યું હતુ અગ્નીથી તાવડામાં તપાવેલા તેલમાં સુધન્વાને નાંખ્યો હતો છતાં તેને આંચ આવી નહોતી લાક્ષા ગ્રહને બાળીનાંખ્યુહતું છતાં તેમાંથી પાંડવોનો બચાવ કર્યો હતો; હોલા હોલીને બચાવવાને હાથીનો ઘંટ તોડીને તેના ઉપર ગોઠવી દીધો હતો, એવા મહિમા વાળા સાક્ષાત પરમાત્માની જ્યારે કૃપા હોય ત્યારે વિપતી અસર કરતી નથી; શ્રી કૃષ્ણ પરમાત્માનું કાંઇ અજાણ્યું નહોતું. વિજયનંદ પોતાને ઘેર જઇને સુધાને માર મારસે એ વાત શ્રી કૃષ્ણ પ્રભુએ જાણી હતી, તેથી તેના જતા પેહેલાંજ સુધાનું શરીર વજ્ર જેવું કરી નાંખ્યું હતું,

શ્રી કૃષ્ણ પરમાત્માની ભકિત દર્શણમાં આતુર રહેનારી સુધાએ કૃષ્ણ પરમાત્માને રંગથી પુજવાને માટે રંગ તૈયાર કરી મુકયો હતો. અને હોળી પ્રગટવાનો વખત નજીક છે છતાં ક્રોધથી તત્વ થએલા સ્વામી વિજયનંદ રક્ષણને માટે ઘેર બેઠો છે તેથી શી રીતે જવાશે ? હવે હું શું કરૂ. હે પ્રભુ ! આ વરસ શું તમારી પુજા કર્યા વિના જશે. એવી અનેક પ્રકારની ચિંતા કરતી સુધા અફસોસ થતી ઘરમાં એક ખુણામાં જઇને બેશી રહી, સાયંકાળનો વખત થવા આવ્યો તેમ તેમ તેને તાલાવેલી થવા લાગી.

આ તરફ પેલો વિજયનંદ ક્રોધથી જમીન ઉપર પડયો છે તે બેઠો થયો. અને વિચાર કરવા લાગ્યો કે જ્યારે કૃષ્ણ મારે ઘેર આવે અને આ રાંડ પુજા કરવા સારૂ બાહેર નીકળે એટલે આ લાકડાથી તે કૃષ્ણ અને આ રાંડ એ બન્નેનો વધ કરી નાખું. એવા વીચારથી હાથમાં લઠ પકડી

તે રક્ષણ કરવા સારૂ બારણા આગળ ઉભો રહયો, અર્થાત કૃષ્ણને આવવાની રાહ જોઇને બેઠો.

સાયંકાળ થયો એટલે સૌ વ્રજના લોકો હોળીનું પુજન કરવા સારૂ ગયા પણ વિજયનંદ ગયો નહી; પણ કૃષ્ણ ભગવાને જાણ્યું કે મારા પ્રત્યે ભકિત કરનાર સુના હાસ બંધનમાં છે. માટે કાંઇ પણ ઇલાજ કરવો જોઇએ. શ્રી કૃષ્ણ ભગવાને સનંદનો વેષ ધારણ કર્યો, સનંદ એ વિજયનંદનો પુર્ણ વિશ્વાસુ મિત્ર હતો, એમ ધારીને સનંદનો વેશ ધારણ કરીને શ્રી ભગવાન પોતે વિજયનંદને ત્યાં ગયો સનંદને જોતાંજ વિજયનંદને આનંદ થયો, તેણે આવકારથી બોલાવ્યો. પોતાની પાસે બેસાડયો, પછી સનંદ બોલ્યો કે પ્રિય મિત્ર ! આજ હોળીકાનો ઉત્સવ છે છતાં તમે કલેશ શા માટે કર્યો ! તમારા આડોશી પાડોશીથી મારા જાણવામાં આવ્યું, માટેજ હું સર્વ કામ મુકીને અહિં આવ્યોછું. જુવો કે હોળિકાનું પુજન કરવાસારૂ મારે ખાસુખા જવું હતું, ત્યાં હવે અડધી ઘડી પછી જઇશ એમ ધારીને તારી પાસે હું આવ્યો છું. કેમકે આજે ત્હેં નાહક કલેશ કર્યો છે; શા માટે કલેશ કરવો જોઇએં? શું લઇ જવું છે? ખાઓ પીઓ આનંદ કરો. છતાં તમે વૃદ્ધ થયા તો પણ ક્રોધનો ત્યાગ કર્યો નહી એ ઠીક નહી, ક્રોધથી શરીર દુઃખી થાય છે. મન બગડે છે, નિતિના વિચાર નાશ પામે, વિવેક જતો રહે છે અને અગ્નીની માફક બાળીને ખાખ કરી નાંખે છે. માટે હવે શાન્ત થાઓ અને ચાલો આપણે બન્યો જણ હોળિકા પુજન કરવા સારૂ જઇએ.

હે મિત્ર ! તું કહે છે તે વ્યાજબી છે પણ તારૂ કયાં અજાણ્યું છે. કે રંગ પુજા વિષ્ણું ભગવાનની થયા પછી વૃદ્ધ પુરૂષની થાય છે, તે તમામ વિવેકનો ત્યાગ કરીને હાલની વખતમાં છોકરાંએ મારૂ અપમાન કર્યું છે વળિ

ગોકુળમાં ઉત્પાત કરનારો કૃષ્ણ છે તેની પુજા મારી સ્ત્રી કરે છે મારી આજ્ઞા શિવાય એવા વર્તનથી ચાલનારી સ્ત્રીને મેંજ શિક્ષા કરી છે. અને હવે કદી પણ રંગથી કૃષ્ણને પુજવો નહી એવી સખ્ત મનાઇ કરી છે. વળિ કરશુની યુકિત હું સારી પેઠે જાણું છું. તે હજાર પ્રકારના વેશ ધારણ કરીને ઘરમાં પેશી જાય એવો છે; માટેજ હું રક્ષણ કરવા ઉભો છું. કે જેવો આવે તેવોજ હુંજ તેને પુરપાં જાળી આ લાકડીથી આપું એટલે પાંશરો દેર થઇ જશે.

હે મિત્ર ! હું લોકોને શિખામણ દેવાવાળો છતાં મારા ઘરમાંજ મારી સ્ત્રી અધમ આચરણથી જ્યારે વર્તે ત્યારે પછી મનેજ ધિક્કાર પ્રાપ્ત થાય એમાં શું આશ્ચર્ય છે !

હે મિત્ર તે કૃષ્ણ હજાર પ્રકારના વેશ લેનાર છે તેથી હું તારા વિના બીજા કોઇનો વિશ્વાસ રાખતોજ નથી; કદાચ હું તારા કહેવા પ્રમાણે હોળીકા પુજન કરવા માટે જાઉં પણ અહિયાં રક્ષણ કરવા માટે મારા આવતા સુધી ઉભો રહે તો જઇ શકું, કારણકે કપટી માંણુસો બહુની સ્ત્રીને છળ કર્યા વિના રહેશે નહી.

ત્યારે સનંદ બોલ્યો કે મિત્ર જેની જેવી ભકિત હોય તેવી ભકિતનું ફળ મળે છે; કેટલાકની શ્રદ્ધા ભકિત સ્થાવરમાં હોય છે કેટલાકની જંગમ પદાર્થ પ્રત્યે હોય છે કેટલાક જુદા જુદા નામથી માની લે છે. તેમ તારી સ્ત્રીએ શ્રીકૃષ્ણ ભગવાનને બાલ ભાવથી માને છે; અને પુજે છે, હે પ્રિય જેવી રીતે તારી ભકિત શિક્ષા પ્રત્યે છે તેવીજ રીતે તારી સ્ત્રી ભકિત કૃષ્ણ વિશે છે માટે હે મિત્ર તેમાં તારૂં શું ગયું તું નકામો કોપ કરે છે, એ સ્ત્રી કૃષ્ણને બાલ ભાવથી માને છે, વળિ નિર્દોષ છે, છતાં લૌકિક શંકા શા માટે લાવવી જોઇએ છતાં કદાચ તને શંકા આવતી હોય તો

રક્ષણ કરો, પણ ડાહ્યા. માણસોએ ખુબ સમજવું જોઇએ કે સ્ત્રી ચરિત્રનો પાર કદી પણ હાથમાં આવતો નથી; હે ભાઇ મ્હેં પણ હજુ હોળીનું પુજન કર્યું નથી. માત્ર તારા માટે હું ઉભો રહ્યો છું. જો તમે ઉતાવળા જઇને આવો તો હું અત્રે તમારા આવતા સુધી ઉભો રહું.

પોતાના મિત્રનું વચન સાંભળી વિજયનંદ નિર્ભય થઇ ને હોળી પુજન માટે તુરત ચાલ્યો ગયો, પણ તેના જાણવામાં ન આવ્યું કે શ્રીકૃષ્ણ ભગવાન પોતેજ અત્રે આવ્યાછે.

વિજયનંદના ગયા પછી ભગવાને પોતાનું સ્વરૂપ ધારણ કરીને સુધાને દર્શન આપ્યું. સુધાએ પ્રેમપુર્વક પ્રભુની પુજા કરી અને રંગ છાંટયો, આ વખતે સુધાના અંતઃકરણમાં આનંદની રેલમ છેલા થઇ રહી, પછી ભગવાને સ્મિતહાસથી કહ્યું કે હે સુધા તું તારા સ્વામીથી ભય પામીશ નહી; તેના મારથી તારૂં રક્ષણ મેં કર્યું છે ત્હેં નજરે જોયુંજ હશે કે સેંકડો લાકડાંના ટુકડે ટુકડા થઇ ગયા છે.

સુધાએ શ્રીકૃષ્ણ પ્રભુના ચર્ણાવિંદમાં વારંવાર પોતાનું મસ્તક નમાવીને સ્તુતિ કરતી દીન વચન ઉચરતી ઉભી રહી.

આટલુ થયા પછી પ્રભુએ સનંદનું સ્વરૂપ ધારણ કરીને જેવી રીતે પોતે ઉભા હતા તેવીજ રીતે રક્ષણ કરવા સારૂ ઉભા રહયા.

એટલામાંતો વિજયનંદ જેમ-તેમ ઉતાવળથી હોળીકાનું પુજન કર્યું, વળી તે ઠેકાણે ઘણા લોકો ઉત્સાહ કરી રહેલા હતા. તેમજ હોળિકાના ઉત્સાહમાં કૃષ્ણ આવ્યા વિના રહેજ નહી; એ સ્વભાવિક હતું છતાં વિજયનંદે શ્રીકૃષ્ણને જોયા નહિ; તેણે ત્યાં પુછ પરછ કરી કે કૃષ્ણ શા માટે આવ્યા નથી ? કયાં ગયા છે ? તેના ઉતરમાં મનને સંતોષ થયો નહી; એટલુંજ નહી પણ તેના પેટમાં ફાળ પડી કે રખેને

મ્હારૂં સ્વરૂપ ધારણ કરીને મારે ઘેર મારી સ્ત્રીને મળવાને માટે ગયો હોય તેમજ કદાચ કર્યું હોયતો મારો મિત્ર સનંદ ઉભોજ છે. તે મારૂં સ્વરૂપ ધારણ કરનાર કપટી કૃષ્ણને જાંણી શકશે નહી; માટે ગમે તેમ થાય પણ અહીંયાં ક્ષણ માત્ર ટકવુંજ નહી એમ વિચાર કરીને ઉતાવળો ઉતાવળો પોતાને ઘેર આવી પોહોચ્યો, અને જુવે છે તો પોતાનો વિશ્વાસુ મિત્ર સનંદ એક લાંગી લાકડી પકડીને ઉભો રહેલો માલુમ પડયો; આટલું જોતાંજ તેને ધીરજ આવી, અને શાંન્ત થયો.

સનંદનું રૂપ ધારણ કરનાર શ્રી કૃષ્ણ ભગવાને વિચાર કર્યો કે મારા પ્રત્યે પ્રેમ રાખનાર નિખાલસ વૃતિવાળી સુધાને આ વિજયનંદે બહુજ દુઃખ દીધુ છે. માટે તેને શિક્ષા કરવી ઘટે છે, એમ ધારીને વિજયનંદને જોતાંજ તથા ઘરમાં પ્રવેશ કરવા જતાંજ તેના સાંહાંમે ક્રોધ કરીને સનદે કહ્યું કે ખબરદાર જો ઘરમાં પેઠોલો; બાહેર ઉભો રહે, આ ઘરમાં જવાને તને પરવાનગી નથી; કેમકે હું તને ઓળખતો નથી, એમ કહીને સનદે વિજયનંદ સાંમે લાકડી ઉગામી.

આ પ્રમાણે દેખાવ જોઇને ભયથી વિજયનંદ જરાક દુર ઉભો અને કહેવા લાગ્યો કે અરે મેહેરબાન ! હું વિજયનંદ, જેકે તાહારો મિત્ર છું. છતાં તું કેમ ભુલી જાય છે ! શું કાંઇ ભાંગ બાંગ પીઇને આવ્યો છેકે કેમ.

સનંદ બોલ્યો—અરે ચાલ્ય, ચાલ્ય, ગિદડ તું ગમે તેમ બકે તેમાં તારો દીવસ વળવાનો નથી; અહીંથી ચાલ્યો જા નહીતો હાડકાંજ ભાગી નાંખીશ સમઝયો કે?

ગભરાઇ ગએલો વિજયનંદ કહેવા લાગ્યો કે અરે મિત્ર સનંદ હું તારો પરમ મિત્ર વિજયનંદ ને કેમ ભુલી જાય છે. આમ છેક ઘેલો કેમ બને છે.

સનંદ બોલ્યો કે, હું ઘેલો નથી પણ તુંજ ઘરડો ગધેડો છે; તું નથી જાણતો કે કૃષ્ણ અનેક પ્રકારના રૂપ ધરીને આવે છે માટે તું કદાચ કૃષ્ણ હોય તો શી ખબર પડે ! ચાલ્ય બોલીજા; આ બાબત શો ઉતર આપે છે તું હોળીકા પુજન માટે ગયો હોય તો ત્હેં કૃષ્ણને ત્યાં દાંઠા હતા કે નહી ?

સનંદનું વચન સાંભળીને ફરીથી વ્હેમમાં ફસાયલો વિજયનંદ બોલ્યો કે ઘણા લોકોની ગિરદ હતી તેથી કૃષ્ણને દાંઠા નથી. એ વાત તો બગતી આવે છે.

ત્યારે હું તને શા માટે પેસવા દઉ મનેતો મારા મિત્રે અહિયાં ચોકી કરવા બેસાર્યો છે. તેથી તેનું કાંમ નિમક હલાલીથી કરવા માટે ઉભો છું માટે તું કૃષ્ણ નથી એવી શી ખાત્રી થાય આ પ્રમાણે સનદે કહ્યું.

વિજયનંદ ઉમળકા સાથે સનંદ પાસે જઇને કહ્યું કે મિત્ર હું ખાત્રીથી કહુંછું કે, હું વેષધારી વિજયનંદ નથી પણ ખરો વિજયનંદ છું માટે તું તકરાર કરવી મુકી દે.

આટલુ સાંભળતાંજ સનંદે તે વિજયનંદના મસ્તકના વાળ પકડીને એવી લાત મારી કે તે જમીન ઉપર બે ત્રણ ગોઠીમડાં ખાઇ ગયો વળી તેમ થયા છતાં પણ તેના વાંસા ઉપર તથા પગ અને ઢીંચણ ઉપર લાકડીનો માર માર્યો તેથી અદમુવા જેવો થઇ ગયો. બે ભાંન થઇને જમીન ઉપર પડયો પછી સનંદે કહ્યું કે સાચે સાચુ બોલ્ય કે તું વિજયનંદ છું કે કૃષ્ણ છું.

વિજયનંદે હાથ જોડીને સનંદને કહ્યું કે મ્હારા મિત્ર હું તો વિજયનંદ છું છતાં ત્હેં બહુ માર માર્યો તેથી એક મહીને પણ હું ઉભો થઇ શકું તેમ નથી. હે ભાઇ આજે શા ભોગ લાગ્યા કે તને ઉભો રાખીને હોળીનું પુજન કરવ

સારૂ હું ગયો! હે પ્રભુ! હવે મારાથી ક્યારે ઉઠાશે અને મારૂ ઝંઝર થઇ ગએલુ શરીર ક્યારે સુધરશે આટલુ બોલી ને નેત્રમાંથી બોર બોર પ્રમાણે આંસુ કાઢવા લાગ્યો.

આ પ્રમાણે જોઇને સનંદે વિજયનંદનો હાથ પકડીને કહ્યું કે મિત્ર! ક્ષમા કરજો મિત્ર! મારો અપરાધ ક્ષમા કરો; મ્હે તને કૃષ્ણ જાણીનેજ માર્યો છે; જો કે એવો વ્હેમ આવ્યો ન હોત તો તું મિત્રને કોઇ દિવસ હું એમ કરૂ ખરો કે? હવે તું સુખેથી તારા ઘરમાં જા અને હું હોળીકા પુજન માટે જાઉછું આ પ્રમાણે તેના મનનું શાંતવન કરીને વેષ ધારી સનંદ અર્થાત કૃષ્ણ ભગવાન ત્યાંથી ચાલતા થયા.

ભગવાનના ગયા પછી પેલો વિજયનંદ પોતાના ઘરમાં અનેક પ્રકારના વિચારમાં પગ પછાડયાં કરતો હતો, શ્રી કૃષ્ણ ભગવાનના હાથથી ગડદા પાટુ તેના અંગ ઉપર પડયા હતા તેથી તેના પુર્વે જન્મના તમામ દોષ જો કે નાશ પામ્યા હતા, તેમજ તેના શરીરમાં વેદના પણ થઇ નહોતી; માત્ર લીલા બતાવી હતી. તમામ વેદના એજ વખતે રહી પછી થોડી વખત પછી જેવો હતો તેવો થઇ ગયો હતો, પણ કૃષ્ણના નિમિતથી મ્હારે આટલો બધો માર ખાવો પડયો માટે તેનું વેર વાળવાને માટે વિજયનંદ મનમાં ગોઠવણ કરતો હતો; એટલામાં તેનો મિત્ર સનંદ જે કે ખરે ખરો હતો તે અનાયાસ આવી પોહોચ્યો; તેણે આવતાંજ વિજયનંદને કહ્યું કે મિત્ર! શા માટે લાંબો થઇને સુઈ રહયો છે? કાંઇ સુસ્તી ભરાઇ છે કે શું! તેના ઉત્તરમાં વિજયનંદે કહ્યું કે હે ભાઇ! ત્હેં મારા શરીર ઉપર માર માર્યો, તેનો પરિણામ થોડી વખત સુધી રહ્યો. પણ હવે તો ઠીક છે; પણ મિત્ર! ત્હે જે નોકરી બજાવી તે બરાબર બ

જાવી છે કેમકે કૃષ્ણ અનેક રૂપ ધારણ કરીને લોકોના ઘરમાં ઘુસી જાય છે; જો કે ત્હેં કૃષ્ણ જાણીને મને માર માર્યો પણ હું તારા ઉપર ઇર્ષા લાવતો નથી. પણ કૃષ્ણ ઉપર ઇર્ષા લાવુંછું, સમજ્યો કે !

વિજયનંદના શબ્દો સાંભળીને સનંદને આશ્ચર્ય લાગ્યું અને કહેવા લાગ્યો કે મિત્ર ! તું ઉંઘમાં બોલે છે કે જાગતો બોલે છે ? હુંતો આખા દિવસનો અત્યારે રાત્રે તારે ઘેર આવું છું, હોળીની પુજા કરીને અને ભોજન લઇને આવું છું છતાં મ્હેં તને ક્યારે માર્યો છે ?

એકદમ બેઠો થઇને વિચારના વમળમાં ગુંગાયેલો વિજયનંદ બોલ્યો કે ! અરે મુર્ખા ! માહારૂ ઘર તને સોંપીને હું હોળીકા પુજન કરવા ગયો હતો, અને હું પાછો આવ્યો ત્યારે ત્હેં લાકડીએ લાકડીએ મને માર્યો, ઘરમાં પેસવા દિધો નહી, અને વળિ " તું કૃષ્ણ છે " એવું કહીને મારા ઢાંચણ પણ ત્હેં ભાગી નાખ્યા છતાં તું આમ કેમ બોલે છે ?

જાઓ જાઓ તમે બોલોછો કે બકોછો, હુંતો આખો દિવસ ફાગ ગાવામાંજ રોકાયો હતો, વળી એ વાત હરનંદ કૃપાનંદ, માધવનંદ, વિદ્યુતનંદ અને હરિનંદ, વીગેરે સારી પેઠે જાણે છે. વળી ખાત્રી કરવી હોય તો તું તેઓને અત્યારે ને અત્યારે પુછિશ એટલે માલુમ પડશે, હે મિત્ર તારા પગ ઉપર હાથ મુકીને કહુંછું કે હું તારી પાસે હોળીકા પુજન થયા પેહેલાં આવ્યોજ નથી; છતાં તું આ પ્રમાણે કેમ બોલે છે ? કેમ કાંઇ મારા ઉપર મિથ્યા અપવાદ મુકવા ધારે છે કે કેમ ? કે મિત્રતાનો હક તોડવા માગે છે !

આ પ્રમાણે સનંદે વિજયનંદને કહ્યું અને ઘણા વિચારના દાબથી મૌન થઇને એકજ નજરથી દ્રષ્ટી કરતો જોઇ રહ્યો.

ત્યારે શું પેલો ઠગ અને લુચ્ચો કૃષ્ણ આવ્યો હતો કે શું ! અરેરે તેણેજ તારો વેશ લીધેલો હશે, જે વ્હેમ મારા મનમાં હતો, તેનો તો હવે તું મળ્યો એટલે ખુલાસો થઇ ગયો, અરે મિત્ર સનંદ તેણેતો લાકડીયે લાકડીયે મારાં ગાત્ર ભંગ કરી નાંખ્યાં છે. હાય, હાય હવેતો જરૂર એનું વૈર વાળીશ. આ પ્રમાણે બોલતો બોલતો બંધ થયો. થોડીકવાર પછી એ સબંધીની ગોઠવણ કરી, અને આવતી કાલે આપણે છોકરાંની જુદી ભીર કરાવીને કૃષ્ણને સારી પેઠે ટીપવો, એવો ઠરાવ કરીને પોતે સુતો અને સનંદ પોતાને ઘેર ચાલ્યો ગયો.

પ્રાતઃકાળ થયો એટલે સર્વે ગોપ તથા બાળકો ધુળ રમવાને માટે યમુનાના કિનારે ગયા. તે વખતે વિજયનંદ પણ ત્યાંજ ગયો.

શ્રીકૃષ્ણ પરમાત્માની અગાધ લીલાને કોણ જાણી શકે જેવી રીતે ચંદન ઘસાય છે છતાં સુગંધીનું ફળ આપે છે. જેવી રીતે આમ્ર વૃક્ષની કેરી ઉપર પથ્થર પડે છે છતાં ફળ આપે છે, જેવી રીતે મયુર દાદુર ઇત્યાદિક પ્રેમી પ્રાણીયોના હિતને માટે વખતસર વર્ષાદ પણ આવે છે તેવી રીતે શ્રીકૃષ્ણ પરમાત્મા જેને દર્શણ દે છે તેને તો તેના ગમે તેટલા દુર્ગુણ હોય તે દુર્ગુણ ઉપર ક્રોધ ન કરતાં તેનું કલ્યાંણ કરે છે, એ વિજયનંદનું કલ્યાંણ કરવાને માટે તથા હવે પછીને માટે ઘણું સુખ આપવા માટે તથા તેનો મનોર્થ પુર્ણ કરવાને સારૂ શ્રીકૃષ્ણ ભગવાને ગોવાળ પુત્રોને કહ્યુંકે આપણે અત્યારે ધુળની રમત કરવી છે માટે સામા સામી બે ટોળાં કરવાં જોઇએ, તે એવી રીતે કે આપણું ટોળુ નાંહાના છોકરાઓનું અને એક ટોળું મોટી વયના માણસોનું એવી રીતે બે ટોળાં કરવાં જોઇએ; આ પ્રમાણે

સાંભળીને એ ટોળાં થઇ ગયાં. જેમાં મોટી વયના માણુસનું ટોળુ વિજયાનંદના પક્ષ તરફનું હતું; તે બન્યો પક્ષ સામા સામી ધુળ નાંખવાની તથા કાદવ ફેંકવાની તથા લાકડાં ઉઠાવીને એક બીજા ઉપર નાખવાની તથા પથ્થર ફેંકવાની શરૂવાત કરી આમ કરતાં કરતાં ભગવાન તરફના છોકરાઓ હારીને નાશી ગયા, એ જોઇને ભગવાન પણ નાઠા; અહાહા ભગવાનને કોહોનો ભય હતો ના, ના, ભયતો નહોતો પણ આ બહાનેથી વિજયનંદને જુદો ચમત્કાર બતાવવાનો હતો અને તેમ કરીને તેનો આત્મા પવિત્ર કરવાની શ્રીકૃષ્ણ પ્રભુની ઇચ્છા હતી, માટે જાણે પોતે હારીને નાસેછે એવો દેખાવ મોટા માણસોના સમુદાયમાં બતાવ્યો તેમજ તુરતને માટે વિજયનંદને પણ આનંદ થયો કે હવે એ કૃષ્ણ આપણા સપાટામાં આવશે. અને તેને પકડીને ધોલ છકડ કરીશું. પણ પોતાનું દર્શણ પાંમનાર પતિત સ્વભાવવાળાનું હૃદય પવિત્ર કરવાનું પ્રયત્ન ભગવાનનું હતું. વળી કહ્યું છે કે—

## ગરબી.

પ્રભુ અકળ કળા છે ત્હારીરે સંકટ હારી,
નથી શકયો કોઇ વિસ્તારીરે, સંકટ હારી,
વ્રજ વનિતા સાથે પૂર્ણ પ્રેમ બતાવ્યો,
તે પ્રેમ તણી બલીહારીરે સંકટહારી પ્રભુ
આધીન થઇને ભકતના દાસ થયા છો
હૃદયાંતર સ્વચ્છ વિચારીરે સંકટહારી પ્રભુ
જેનામાં જેવી ભાવના તેવા દેખાય,
પાપીયો જુવે ભયકારીરે સંકટહારો. પ્રભુ
રાક્ષસને રોળી વૈકુંઠ વાસ કરાવ્યો
તે ઉપર સ્નેહ વધારીરે સંકટહારી પ્રભુ

એવા પરમ દયાળુ કે જેની અકળ કળા કળી શકાય નહી એવા કૃષ્ણ પરમાત્મા હારીને નાઠા, એટલે વિજયનંદની તરફના મોટા બાળકોએ કૃષ્ણને પકડીને મારવા લાગ્યા એટલુજ નહી પણ કૃષ્ણને ઉચકીને જમુના નદીના પાંણીમાં ફેંકી દીધા. કૃષ્ણપરમાત્મા તે નદીના જળમાં ડુબી ગયા પછી એક ઘડી થઇ તો પણ અંદરથી બીલકુલ નીકળી શક્યા નહી; તેથી ભય પાંમીને વિજયનંદની પક્ષના તમામ બાળકો નાશી ગયા, ઘણા ઘણા વિચારમાં વ્રિકળ થએલો વિજયનંદ જમુના નદિના જળમાં દ્રષ્ટિ કરવા લાગ્યો ત્યારે તે જળમાં અદભુત રચના જોવામાં આવી;

તે એવી રીતે કે એક સુવર્ણના સિંહાસન ઉપર શ્રીકૃષ્ણ ભગવાંન ચતુર્ભુજવાળા શંખ, ચક્ર, ગદા, અને પદમ ધારણ કરીને બેઠેલા છે, મસ્તક ઉપર મયુર પિચ્છનો કનક રત્ન જડિત મુકટ પેહેરેલો છે.

વળિ બન્યો કાનમાં મકરાકૃત કુંડલ વિદ્યુતની માફક ચળકાટ કરી રહેલાંછે, બન્યો ભ્રકુટિની મધ્યમાં મૃગમદ મિશ્રીત કાસ્મિરની બિંદી કરેલી છે. વળિ વિશાળ ભાલમાં ઉર્દ્ધપુંડ કરેલુ છતાં સુવર્ણની માફક શોભી કરેલા છે; આજુ બાજુ જળમાં નિવાસ કરનારા દેવતાઓ ઉતમ પ્રકારના ગાયનની સામગ્રી લઇને આગળ ઉભા રહેલા છે. વિદ્વાન જળ દેવતાઓ વેદનો ઘોષ કરી રહેલા છે વળિ વરૂણ દેવની આગળ નાચ કરનાર સંગિત કુશળ રંભા જેવી સ્ત્રિયો નૃત્ય કરી રહેલી છે, આ બધુ થયા પછિ વરૂણ દેવે શ્રી કૃષ્ણ ભગવાંનની શોડષો પચારથી પુજાકરી તેમ થયા બાદ વરૂણ દેવ આદે સર્વે જળ દેવતાઓ હાથ જોડીને નીચે પ્રમાંણે ગાયનં કરવા લાગ્યા

---

## ગરબી

શરણે આવ્યો છુ તાહારેરે, શંકર હુનો.
શરણે આવ્યોછું તહીરેરે એ રાગ

વિનતી કરૂ તમારી રે,
આનંદ ધન વિનતી કરૂ તમારીરે (૨)
વિનતી કરૂ તમારી, નિરખુ હુ ધારી ધારી
માધુરી છબિ તમારી રે — આનંદ ધન ૧
સર્વ સ્થાનમાં નિવાસી,
અખંડ જ્યોતી પ્રકાશી,
અવિનાશી છો આકાશીરે, — આનંદ ધન ૨
વદન જોઇ તમારૂ
કલ્યાંણ થયુ છે માહારૂ
હુ અજ્ઞાનિ શું ઉચારૂરે — આનંદ ધન, ૩
ધન્ય ભાગ્ય માહારૂ આજે
પામ્યો દરસન રાજે
આજ પ્રભુજી વિરાજે રે — આનંદ ધન ૪
દાસની વિનંતી ધરશો
અપરાધ ક્ષમા કરશો
મુજ હ્રદયમાં ઠરશો રે — આનંદ ધન ૫

---

આ પ્રમાંણે જમુનાના જળમાં વરૂણ દેવ ઇત્યાદિક શ્રી કૃષ્ણ ભગવાનની સ્તુતિ કરી રહેલા છે; એવુ અદભુત કૌતક વિજયનદે જોયુ જોતાંજ તેના હ્રદયમાં બેહેમ અને શંકા રૂપી પક્ષી ભરાઇ બેઠો હતો તે તુરતજ ઉડી ગયો આ કૃષ્ણ સાક્ષાત ઇશ્વર છે પણ મનુજ અવતાર નથી અરેરે !

હુ કેવળ મોહમાં અંધ થઇ ગયેલો શ્રી કૃષ્ણ પરમાત્માને ઓળખી શકયો નહી;

અરેરે ભગવાનને ઓળખનારી મારી સ્ત્રી સુધાને મ્હેં મારી એ કેટલો બધો અપરાધ કર્યોછે? હે પ્રભુ તમે અનેક રૂપ ધરી શકો એમાં શાનું આશ્ચર્ય હોય? હવે મને ખાત્રી થાયછે કે સનંદનું રૂપ ધારણ કરીને તમેજ મને હોળિકાનુ પુજન કરવા સારૂ મોકલ્યો હતો અહાહા! ખરો પ્રેમ રાખનાર અને નિર્મળ ભાવનાથી ભકિત કરનાર મારી સુધાઓના પ્રેમને વશ થઇને મારા દ્વારનું રક્ષણ કરવાને તેનાજ માટે દ્વારપાળ બનીને રહ્યા હતા અને તેની મન કામના પુર્ણ કરવાને માટે મારી ઘેર હાજરીમાં તેણીને દર્શણ તમેજ આપેલું એમાં કંઇજ શક નહી અરેરે! તમે દેવતાઓને પણ મળવાને દુર્લભ છો તો પછી અમારૂ ધન્ય ભાગ્ય કેમ ન કહેવાય કે દરરોજ દર્શણનો લાભ થયાં કરે છે આ પ્રમાણે પશ્ચાતાપ કરતો ઉભો રહેલો વિજયનંદ વાર વાર જમુનાના જળમાં ડોકીયાં કરેછે એટલામાં તે દેખાવ તદન બંધ થઇ ગયો અને તુરતજ શ્રી કૃષ્ણ ભગવાન જળમાંથી બાહેર નીકળ્યા ભગવાનને જોતાંજ સાષ્ટાંગ દંડ વત પ્રણામ કરીને વિજયનંદ ઉભો રહ્યો પછી હાથ જોડી ને કહેવા લાગ્યો કે હે ભગવાન!

---

### હમિર કલ્યાંણ

અપરાધી છું તમારો—૨
અવગુણ અનેક હોય તોય પણ
હાથ પકડીને ઉગારો— અપરાધી છુ તમારો

મોહ લુબ્ધ હુ અતિ ગમારછુ
મુજ કત્યો પર બહુ લાચારછું
તે ઉપર પ્રભુ નજર ન કરશો
ભવ સાગરથી તારો— અપરાધી છુ તમારો

---

હે પ્રભુ ? આપની અદભુત પ્રભુતાની પ્રતિત જળમાંજ જોઇને થઇ છે માટે એટલી માગણી કરૂછુ કે તમારા ચરણાર્વિંદમાં અચળ ભકિત રહે એવી મારા ઉપર કૃપા કરો આ સંસાર રૂપી સમુદ્રમાં હુ પડેલો નિરંતર ડુબકાં મારૂછુ ગભરાઉછુ મોહ ફંદ રૂપી તરગના મોજામાં અથડાઉછુ આશારૂપી પવનના સપાટાથી તણાતો તણાતો નિષ્ફળ રૂપી મોટા ખડકના પથ્થરાઓ સાથે ટીચાઉછુ જેથી મારૂ ગાત્ર પણ ભંગ થઇ જાય છે; અને તેથી કરીને ત્રિવિધ તાપનો જોષ મારા હૃદયને બાળી નાંખે છે; માટે હે પ્રભુ મને તે માંથી તારો;

વિજયનંદની આરત ભરેલી વાંણી સાંભળીને ભગવાને કહ્યું કે; તાહારે ખેદ કરવો નહી; જે કંઇ થયુ છે તે સર્વે માહારી ઇચ્છાથીજ થયુ છે હે વિજયનંદ ! તારી ભકિત મારા ઊપર અડગ રેહેશે તે કયારે કે તારો બીજો અવતાર કળિયુગમાં થશે, અને તે સમયમાં તાહરૂ નામ વિજયસિંહ પડશે માટે તું માહારી અડગ ભકિત કરીશ અને પરમ પદને પામીશ વળિ હાલ જે કે તારી સ્ત્રી સુધા નામની છે તે ગંગા નામથી તારી સ્ત્રી થશે તે તમે સ્ત્રી પુરૂષ બન્યે માહારી ભકિતથી પરમ પદને મેળવશો, આ પ્રકારે ભગવાને વરદાન આપ્યુ પછી પોતાને ઘેર ચાલ્યા ગયા

ભગવાંનનું વરદાન પ્રાપ્ત થયા પછી નિરંતર આનંદમાં રહીને સ્ત્રી અને પુરૂષ એ બન્યે મળિને ભગવાનની ભકિત કરતાં હતાં. તેઓ કાળે કરીને મૃત્યુ પાંમ્યા પછી ડંકપુરમાં તેઓ જન્મ્યાં, અને પુર્વના સંસ્કાથી સ્ત્રી પુરૂષના સંબંધથી ડંકપુરમાં રેહેતાં હતાં;

વિજ્યસિંહ અર્થાત ખોડાંણો અને ગંગાબાઇનાં પુર્વ જન્મનો હકીકત તમને જણાવી દીધી;



# પ્રકરણ ૭ મું.

## રણછોડરાય પ્રભુની સ્થાપના તથા પંચ તિર્થ.



માહારા વાંચક ભાઇયોના મનમાં એટલી શંકા રહી હશેકે, ડાકોરમાં શ્રી રણછોડજી નામ ધારણ કરવાવાળા ભગવાંન ગંગાબાઇને ત્યાં રહ્યા. કે બીજા સ્થાંનમાં ગયા કદી ગયા, તો તેમનું દેવસ્થાંન બનાવવાને શ્રી ભગવાને કોહોને આગ્ના આપી આ તમામ હકીકત જાણવાની હવે જરૂર છે તે કહુછું સાંભળો.

ગંગાબાઇની ઝુંપડીમાં વેદી ઉપર સ્થાપન કરેલા દ્વારિકાંધીશને રણછોડરાય નામ ધારણ કરીને તમામ લોકો તેમના ગુણનું નિરંતર ગાન કરતા હતા, વળી તે વેળાએ તેમણે લોકોને પણ વખતે. વખતે ઘણા ચમત્કાર બતાવ્યા હતા, ત્યાર બાદ ગંગાબાઇ ત્રણ વરસ જીવીને ભગવાનની આગ્ના પ્રમાણે દિવ્યરૂપ ધારણ કરીને વૈકુંઠ ધામ તરફ પરવરી.

આમ થયા બાદ ગંગાબાઇનો ગોર હતો તે શ્રી રણછોડરાયની પુજા કરતો હતો એમ કરતાં કરતાં ઘણા દીવશે દ્વારિકાંની માફક શેવકો પણ વધતા ગયા, તેમાં અર્ધમાં શ્રીગોડ તથા ખેડાવાળ અને અર્ધમાં તપોધન પુર્વે જન્મના સંસ્કારીક શેવકો થયા અને તેઓ પુજન કરવા લાગ્યા; તથાપી ચારસે વરસ સુધી તો ગંગાબાઇએ જે વેદી ઉપર સ્થાપન કર્યું હતું એજ વેદી ઉપર કાયમ રહયા.

એક વખતે વૈકુંઠમાં શ્રી વિસ્ણું પ્રત્યે લક્ષ્મીજી કહેવા લાગ્યા કે હે માહારાજ ડંકપુરમાં વિજયસિંહનું (બોડાણાનું)

છાપરૂ છેક જીર્ણ થઇ ગયું છે, તેમાં તમારી પ્રતિષ્ઠા ગંગાબાઇએ કરી છે છતાં તમે તપસ્વિની માફક તાપ, તાઢ, વાયરો, વરસાદ, સહન કરોછો માટે હે પ્રભુ જોકે તમારી આજ્ઞા હોયતો હું નવું મંદિર કરાવું.

લક્ષ્મીજીનું વચન સાંભળીને શ્રીકૃષ્ણ ભગવાને કહ્યું કે ભલે કદી જુનું જુનું છાપરૂ છે તે માહારા ભકતનું છે; ગમે તેવું ધનવાનનું વિશાળ આવાસ હોય પણ શા કામનું તેના કરતાંતો મારા ભકતનું ઝુંપડુ ઉતમ માનુંછું.

હે લક્ષ્મી ! કળિયુગમાં જે ધનવાન થાય છે તેનું ધન કપટ, પ્રપંચથી ભેગુ કરેલું હોય છે. તેવું અન્યાય કે અનાચારવાળુ દ્રવ્ય મંદિર બનાવવાને યોગ્ય નથી; જેનું દ્રવ્ય સદ્વર્તનથી, વિવેકથી, ન્યાયથી, સદાચારથી, દયાથી પેદા કરેલું હોય તેનું ધન શ્રીકૃષ્ણાર્પણ કરીને પ્રેમ ભકિતથી અર્પણ કરેતો તેવા ધનથી તૈયાર થએલા મંદિરનો હું અંગિકાર કરી શકીશ.

હાથ જોડીને લક્ષ્મીજીએ શ્રી વિષ્ણું પ્રત્યે કહ્યુંકે હે પ્રભુ ! સ્તંભતિર્થ અર્થ ખંભાત ગામમાં એક નંદ નામનો વાણીયો રહે છે. તે વાણીયો અતિશય ધનાઢયછે. અને તેનુ દ્રવ્ય મંદિર બનાવવાને યોગ્ય છે કેમકે તે વાણીયો પુર્વે જન્મમાં ઘણો દરિદ્રી હતો, તેંણે દ્રવ્ય મેળવવાને માટે ઘણોજ પ્રયત્ન કર્યો હતો, તથાપી ધન મળી શક્યું નહિ; જ્યારે વૃદ્ધ થયો ત્યારે ગામ અને ઘરને ત્યાગ કરીને વનમાં ચાલ્યો ગયો; વળી ધનની પ્રાપ્તી ન થવાથી તેંણે વનમાં રહીને મને પ્રસન્ન કરવાને તપશ્ચર્યા કરી પછી કાળે કરીને હું પ્રસન્ન થઇ; પછી તે વાણીયાને પ્રત્યક્ષ મળીને કહ્યુંકે તને આ જન્મમાં તો દ્રવ્યની પ્રાપ્તી થનાર નથી પણ આવતે જન્મમાં તું મોહોટો ધનાઢય થઇશ, તેંણે આમણી

કરીકે હે દેવી ! મારૂ દ્રવ્ય અસત્ માર્ગે વપરાય નહી એમ કરે. મ્હેં કહ્યુંકે તેનો વ્યય સારા માર્ગે થશે. તે હાલ નંદ નામનો વાણીયો સ્તંભ તિર્થમાં અર્થાત ખંભાતમાં રહે છે માટે હું તેને પ્રેરણા કરૂ એટલે મંદિર બનાવશે, શ્રીકૃષ્ણ પરમાત્માએ લક્ષ્મીજીને કહ્યુંકે જ્યારે તે તારો ભકતછે ત્યારે મંદિર બનાવવાની પ્રેરણા કરો, એટલે તે કરી શકશે.

વળિ હે લક્ષ્મી ! જેવી રીતે મ્હેં એ વાંણીયાને વરદાન આપ્યું છે તેવી રીતે શીવનામા બ્રાહ્મણને મ્હેં વરદાન આપ્યું છે.

હે દેવી ! તે દ્રવિડ દેશમાં સરસ નામના ગામમાં શિવ દત્ત નામનો બ્રાહ્મણ રેહતો હતો તે જીતેન્દ્રીય સુશિળ અને વેદશાસ્ત્રનું અધ્યન કરનારો હતો. તે બ્રાહ્મણ જે કે શિવદત્ત તે વ્યંકટેશનું દર્શણ કરવા સારૂ ગયો હતો, ત્યારે ત્યાં ઘણા દ્રવ્યવાન લોકોને પુણ્ય કરતા જોયા, તે જોઇને એ શીવદત્ત ખેદ પાંમવા લાગ્યો, તે માહારી સામે આવીને નમી પડયો, નેત્રમાંથી આંસુની ધારા ચલાવતો કહેવા લાગ્યો કે હે પ્રભુ ! આ ધનવાન લોકોને ધન્યછે કે પુણ્ય દાનાદિક સુકૃત કરે છે; હે પ્રભુ ! જેણે આ મંદિર કરાવ્યું હશે તેના ભાગ્યનો શો પાર રહ્યો હશે કે જેના મંદિરમાં સાક્ષાત ભગવાન બિરાજે છે ! હે પ્રભુ ! હું દરિદ્રી શું કરૂં ! મારી પાસે એક પૈસો પણ નથી કે પરોપકાર માટે કોઇને હું આપી શકું; આ પ્રમાણે તે શિવદત્ત શુદ્ધ અંતઃકરણથી અને દ્રઢ પ્રતિજ્ઞાથી માહારી ભકિત કરતો કરતો વીસ દીવસ સુધી રહ્યો; ત્યારે વ્યંકટેશ સ્વરૂપે કરીને હું એ બ્રાહ્મણને મળ્યો અને કહ્યું કે હે વિપ્ર ! તું અત્યંત દ્રવ્ય ભોગવીશ અને પુન્યદાન કરીશ, વળિ મારૂ મંદિર કરવાની જ્યારે તારી ઇચ્છા છે તે પણ તું જન્માંતરને વિશે પુર્ણ કરીશ; ત્યાર પછી

પરમ પદને પામીશ; હે લક્ષ્મી ! એ પ્રકારે બ્રાહ્મણ વરદાન લઇને તથા ઇચ્છિતદ્રવ્ય પ્રાપ્ત કરીને અત્યંત પુણ્યદાન કરીને સ્વર્ગમાં ગયો છે, હે દેવી ! એ બ્રાહ્મણ હવે પછી દક્ષિણ દેશમાં તામ્ર નામના ગામમાં ઉત્પન્ન થશે; ત્યાર પછી મારૂ મંદિર બનાવશે; ત્યાર પછી એવા સુંદિર મંદિરમાં તાહારા સહવર્તમાન રહીશું,

લક્ષ્મીજીએ કહ્યું કે તેતો હાલમાં સ્વર્ગને વિષે સુખ ભોગવે છે. અને તે બસેં વરસ પછી અહીં ઉત્પન્ન થશે, ઉત્પન્ન થયા બાદ જ્યારે તે આવે ત્યારે બની શકે તે કરતાં હાલ નંદન વણિકના દ્રવ્યથી જે મંદિર થાય તે મંદિરમાં રહો આ પ્રમાણે લક્ષ્મીનું વચન સાંભળીને ભગવાને તેમ કરવાને હા પાડી;

હવે આપણે સ્તંભ તિર્થ (ખંભાત) ના વણીક નંદન તરફ વળીયે,

ખંભાતમાં નંદ નામનો વાણીયો લક્ષ્મી ઉપાસક અને વૈષ્ણુ સંપ્રદાયના ધર્મને અંગીકાર કરનારો દયાળુ અને ધર્મશીળ હતો, તે રાત્ર દિવસ લક્ષ્મીની ઉપાસના કરતો હતો, તેની ઇચ્છા દ્વારિકામાં જઇને દ્વારિકાધિશનાં દર્શન કરવાની થઇ હતી તેથી તે ઘણા માણસોના જથાથી મોટા ભભકા સાથે ઘણી ગાડીયો જોડાવીને નીકળ્યો, જ્યાં જ્યાં સાંજની વખતે ઉતારો થાય ત્યારે રાત્રીના વખતે લક્ષ્મી પુજન કરીને કેટલાક બ્રાહ્મણોને ગોદાન કરતો હતો, તથા જમાડતો હતો; તેની પાસે અસંખ્ય દ્રવ્ય હતું કે ખર્ચ કરે તો પણ ખુટે તેમ નહોતું તેથી તેની વૃત્તિ પુણ્યદાન કરવામાં સબળ હતી; ફરતાં ફરતાં તે સાબરમતીના કિનારે આવી પોહોચ્યો, ત્યાં પણ પડાવ કરીને નિત્ય નિયમ પ્રમાણે ધર્મ કાર્ય કર્યા બાદ પોતાના તંબુમાં સુઇ રહ્યો; અર્ધ

રાત્રી વહી ગઇ હતી, તંબુમાં દીપક ઝાંખો થયો હતો, તંબુની આશ પાશ રક્ષકો પણ દુર દુર બેઠેલા હતા. માત્ર તંબુમાં તો નંદન શેઠ એકલો પલંગમાં શયન કરી રહ્યો. તેને એકાએક સ્વપ્ન આવ્યું અર્થાત સ્વપ્નમાં સાક્ષાત લક્ષ્મીજી દિવ્ય વસ્ત્ર ધારણ કરીને કહેવા લાગ્યાં કે હે વણિક! તું જેને માટે દ્વારિકાં જાય છે તે ભગવાન તો ડાકોરમાં ગોમતી તથા શેવક સહવર્તમાન રહેલા છે, અને તારી ઇષ્ટ દેવતા લક્ષ્મી જે કે હું છું તે પણ ત્યાંજ રહુછું માટે દ્વારિકામાં જવું છોડી દઇને તું ડાકોરમાં જા; કેમકે દ્વારિકાંથી સાક્ષાત પ્રભુ પોતેજ ત્યાં પધાર્યા છે માટે એક્ષેત્ર ઉતમ ગણાય છે.

હે વણિક તે ભગવાન પોતે વિજયસિંહ ભકતના જીર્ણ થઇ ગએલા ઘરમાં રહે છે માટે તેમને રહેવા સારૂ એક સુંદર મંદિર કરાવ્ય; વળી તે મંદિરમાં લક્ષ્મિ સહવર્તમાન શાસ્ત્ર પ્રમાણે ભગવાનનું સ્થાપન કરાવ્ય, એમ કરવાથી તારા દ્રવ્યનું અને તારા જીવતનું સાર્થક થશે;

હે વણિક ! તારો પૈસો નિતિનો છે માટે ઉત્તમ કાર્યં યોજવામાં શ્રેષ્ટ કહેવાશે, અધર્મનો પૈસો ભગવાન અંગીકાર કરતા નથી; આ પ્રમાણે લક્ષ્મીજીએ આજ્ઞા આપી અને પછી અંતર્ધ્યાન થઇ ગયાં;

નંદન વણિક તુરત બેઠો થયો વળી પોતાના ઇષ્ટદેવ લક્ષ્મીની આજ્ઞા થએલી જાણીને તેને ઘણોજ આનંદ થયો, તે સાથે દ્વારિકાધીશ ડાકોરમાં આવ્યા છે તે જાણીને તેને ઘણુંજ આશ્ચર્ય લાગ્યું.

પોતાના સાથી વર્ગ ગુમાસ્તા તથા યાત્રાળુઓને ડાકોર તરફ જવાની આજ્ઞા આપી, પ્રાતઃકાળ થયો એટલે ડાકોર તરફ જવા નીકળ્યો પછી ત્રીજે દીવસે ડાકોર આવી પહોં

થયો, ત્યાં લક્ષ્મીજી સાથે ભગવાનનું દર્શણ કરીને પ્રસન્ન થયો, ડાકોરમાં કેટલાક દિવશ રહીને તેણે મંદિર બનાવરાવ્યું પછી સારો દિવસ જોવરાવીને પ્રભુની પ્રતિષ્ઠા કરવાને આરંભ કર્યો. વિજયસિંહના ઘરમાંથી ભગવાનની મુર્તી ઉઠાવવાને પ્રયત્ન કર્યો પણ મુર્તી ઉપડી નહી, એકદમ પચીસ માણુસોએ જોર કર્યું તો પણ ઉપડી શકી નહી, ઘણા માણુસોએ અનેક પ્રકારની પેરવી કરી. તો પણ એક તસુ હાલી શકી નહી, તેથી નંદનશેઠ ઘણો ગભરાયો, હવે કેમ કરવું. તેને માટે ઉચાટ કરવા લાગ્યો. છેક રાત્રી પડી ગઇ માટે તે કામ આવતી કાલે કોઇ પણ યુક્તિથી કરીશું, એવા ઇરાદાથી નંદન વાણીયો નિરાંતે સુઇ રહ્યો. નંદન શેઠને લક્ષ્મીજીએ ફરીથી સ્વપ્નમાં કહ્યું કે હે નંદન ! શ્રી દ્વારિકાંધીશની મુહુર્તી એમ કર્યે કદી પણ ઉપડવાની નથી. કેમકે તે મુર્તીનું વેદી ઉપર વિજયસિંહે (બોડાણે) સ્થાપ્યા છે. ભગવાન તે ભક્તને આધીન છે તેથી બીજા કોઇના સ્પર્ષથી ખસે તેમ નથી પણ વિજયસિંહના કુળનો કોઇ પણ માણુસ હોય અને તે પ્રભુનાં ચરણે હાથ અડકાડશે એટલે તેમને ચાર માણુસ ઉંચકી શકશે. આ પ્રમાણે કહીને લક્ષ્મીજી અંતર્ધ્યાન થઇ ગયાં.

પ્રાતઃકાળ થયો એટલે લક્ષ્મીદેવીની આગ્ના પ્રમાણે નંદન શેઠે વિજયસિંહના કુળના માણુસનો તપાસ કરાવ્યો ત્યારે દિપસિંહ નામનો એક માણુસ નીકળીઆવ્યો તેને બોલાવીને તેના હાથનો સ્પર્ષ કરાવ્યો એટલે ભગવાન તુરતજ ઉત્થિત થયા, પછિ મંદિરમાં સ્થાપન કર્યું આ ચમત્કાર જોઇને ઘણા માણુસો વિસ્મય પામ્યા; આટલુ કામ કર્યા પછી નંદન શેઠ પણ ભગવાંનની સ્તુતિ કરતો સ્તંભ તિર્થે ચાલ્યો ગયો; અને છેવટે પ્રભુની ભક્તીના યોગે કરીને વૈકુંઠ ધામમાં પોહોચ્યો

ભગવાન પણ તે મંદિરમાં લક્ષ્મી સહવર્તમાંન રહ્યા, વળિ દેવતાઓ પણ ભગવાનના દર્શણથી પ્રસન્ન થયા, દીવશે દિવશે લોકોની પ્રેમ ભક્તોની વૃદ્ધિ થવા માંડી;

પછી મંદિરમાં ભગવાન સ્થાપન થયા પછી ભક્તલોકો ભગવાનને અમુલ્ય વસ્ત્ર તથા આભુષણ અર્પણ કરતા હતા કેટલાક બ્રાહ્મણો શેવક થયાં, તેમાં વ્યવસ્થા પણ પરસ્પર કરી જેથી તેઓ પ્રેમ પુર્વક શેવા કર્યાં કરે છે આ પ્રમાણે નંદન શેઠે બનાવેલા મંદિરમાં શ્રી ભગવાંન રહ્યા એમ કરતાં બસેહ વર્શ વીતી ગયાં એટલે મુસલમાની રાજ્યની સત્તા ચાલી ગઈ, એવામાં દક્ષિણ દેશમાં તામ્ર ગામમાં રેહેનાર ગોપાલ નાયક એવા નામનો બ્રાહ્મણ જેકે અત્યંત ધર્માત્મા હતો, તેના ઉપર વ્યંકટેશ્વરની કૃપા સંપુર્ણ હતી, તેથી તેના અંતઃકરણમાં દયા સદવિવેક નિતિ, સદવિચાર ઇત્યાદિકનો નિવાસ હતો, તેણે ન્યાયથી દ્રવ્ય પેદા કર્યું હતું અને તે દ્રવ્યમાંથી સારો ખર્ચ કરતો હતો; પુર્વે કૃષ્ણ ભગવાનના વરદાનના સંસ્કારથી તેની બુદ્ધિ ઉતમ કાર્ય કરવામાંજ પ્રસરતી હતી; તેથી એક વખતે દ્વારીકાં જવાની તેંણે ઇચ્છા કરી તે ઇચ્છાનુસારે પુષ્કળ દ્રવ્ય લઇને પાંચ દીવશે દ્વારિકાં આવી પોહોચ્યો; આ વખતે ભગવાને બ્રાહ્મણનો વેષ ધરીને તે ગોપાલ નાયકને સ્વપ્નામાં કહ્યું કે તુ દ્વારિકાંમાં જતોમાં જે ઇચ્છાથીતું આવ્યો છે તે ઇચ્છા પરિપુર્ણ કરવી હોય અને દ્વારિકાંધીશનાં દર્શણ કરવાં હે.યતો તું ડાકોરમાં જા કેમકે અત્રેના દ્વારિકાંનાથને વિજયસિંહ (બોડાંણો) ભક્ત ડાકોરમાં લઇ ગયો છે તેથી ભક્તને આધીન થએલા શ્રી કૃષ્ણ પરમાત્મા ડાકોરમાંજ છે; માટે તુ ત્યાં જઇને પ્રેમ પુર્વક મંદિર બનાવ્ય જેથી આ લોકમાં સુખ પ્રાપ્ત કરીને શ્રી ભગવાનની શેવામાં પરમ પદને પામીશ,

એ પ્રમાણે કહીને ભગવાન અંતર્ધ્યાન થઈ ગયા; ગોપાલ નાયકે સ્વપ્નાની વાત અસત્ય માની તેથી તે દ્વારિકાંમાં જઈને રહયો એટલે તે ગોપાલનાયકને ફરીથી સ્વપ્નમાં બ્રાહ્મણના વેષથી કૃષ્ણ પ્રભુએ કહ્યું કે. હે ગોપાલ ! તને પુર્વે સ્વપ્નમાં મ્હેં કહ્યુ હતું તે તારૂ સ્વપ્ન ખોટુ નથી માટે તુ બને તેમ ઉતાવળ કરીને ડાકોર ચાલ્યો જા;

આ પ્રકારે એ વખત જ્યારે તેને સ્વપ્નમાં દાખલો મળ્યો ત્યારે તેને નિશ્ચય થયો કે બ્રાહ્મણનું સ્વરૂપ ધારણ કરીને મને જે કંઇ આજ્ઞા કરી છે તે આજ્ઞા કરનાર સાક્ષાત કૃષ્ણ ભગવાનજ છે. એવો નિશ્ચય કરીને તે ડાકોરમાં આવી પોહોચ્યો પછી તેણે એક ભવ્ય મંદિર બનાવ્યુ અને તેમાં શ્રી ભગવાંનની પ્રતિષ્ટા પ્રથમની માફક બોડાણાના કુળમાં ઉત્પન્ન થયેલો રામનામનો હતો તેનો હાથ ભગવાનને સ્પર્શ કરાવીને સ્થાપન કર્યુ નંદન શેઠે જે મંદિર બનાવ્યુ હતું તે ખાલી થયુ તેથી ભગવાનની આજ્ઞા લક્ષ્મીજીને થવાથી તે મંદિરમાં લક્ષ્મીજીનુ સ્થાપન કર્યું ભગવાને લક્ષ્મીજીને કહ્યું કે હુ તને દરરોજ રાત્રીની વખતે મળિશ તથા એકાદશી અને શુક્રવારને દિવસે પણ કેટલાક લોકો સાથે બાળ રૂપ ધારણ કરીને તમારી પાસે આવીશ; આ પ્રમાંણે ભગવાને લક્ષ્મીજીને દિલાસો આપ્યો તેથી લક્ષ્મીજી નંદન શેઠના બનાવેલા મંદિરમાં રહ્યાં;

આ પ્રમાણે રણછોડરાયનું સ્થાંન ડાકોરમાં થયુ; અને એજ સ્થાંનમાં જઈને યાત્રા કરનારને દ્વારીકા કરતાં પણ અધિક ફળ મળે છે; વળિ દેશ દેશાંન્તરથી ઘણા લોકો દર્શન કરવા સારૂ આવે છે; વન ઉપવનમાં તથા પર્વતની ગુફામાં, તથા નદીના તટ ઉપર નિવાસ કરનારા તથા ગહન ડુંગરોમાં તપસ્યા કરનારા સિદ્ધ સાધુ અને પરમહંસ તથા યોગી પુરૂષો ડાકોરમાં આવીને ભગવાનનાં દર્શન કરીને પોતાના ઉત્તમ જન્મને ધન્ય માને છે; કેટલાક રૂષી પંડિત. પુરાંણી

ક્વી ઇત્યાદીક ભગવાનના ગુણનું કથન કરે છે તથા સ્ત્રોત્ર પાઠ વાંચ્યાં કરે છે;

સ્તોત્ર વાંચે છે તેમાં ભગવાનના ધ્યાંનનું વર્ણન નીચે પ્રમાંણે કરે છે કોમળ ચાર હાથમાં કમળ, ચક્ર, ગદા, અને શંખ ધારણ કરનારને તથા હાથમાં વીણા ધારણ કરનાર ભગવાનને વિષે મારી બુદ્ધિ રહો; કાનને વિષે મણિમય કુંડલ થી ગંડ સ્થળ શોભી રહ્યું છે, વળિ લલાટમાં મોતીના દાં ણાને ધારણ કરનાર ડંકનાથમાં મારી ભક્તિ અચળ હો;

પોતાના ભક્તોને સંસાર સાગરથી તારવા માટે પીળાં પિતાંબરથી કેઢ બાંધી રહેલાને કરૂણા કટાક્ષથી સુંદિર અને શોભાયમાન લાગે છે. મસ્તક ઉપર મુગટ વિરાજમાન છે એવા ભગવાનને વિષે મારી બુદ્ધિ અચળ રહો.

એ પ્રકારે બ્રાહ્મણો ભગવાનની સ્તુતિ કરીને વારં વાર નમસ્કાર તથા ભગવાનના ગુણનું ગાન કરતા પોતાના સ્થાન પ્રત્યે જાય છે.

લોકોનો ઉદ્ધાર કરવાને માટે કળિયુગમાં શ્રી ભગવાન ડાકોરમાંજ રહ્યા છે એવો નિશ્ચય કરીને શેવા કરવી; ડાકોર એજ મોક્ષ સ્થાન છે. માટે તેમાં જેઓ નિવાસ કરે છે, પરમપદને પામે છે. પંચભુતાત્મક દેહ પરસ્વાધિન છે એમ સમજીનેજ ભગવાનનું શરણું લેવું જોઇએ; આ સંસારાદિક કાર્યનો બોજ માથે લઇને પણ પ્રભુનું દર્શણ કરવું જોઇએ. કે જેથી જન્મ મર્ણની પીડા મટી જાય; વ્યવહારીક સુખ ઘણા જન્મ સુધી ભોગવવામાં આવે છે માટે તે સુખ દુર્લભ નથી, પણ શ્રી કૃષ્ણનું દર્શણ દુર્લભ છે. માટે કાર્તીકી પુનમે તથા આસો માસની પુનમે કિંવા જન્માષ્ટમિને દિવશે અનેક પ્રકારનું કામ છોડી દઇને ભગવાનના મુગટનું દર્શણ કરવુંજ જોઇએ; વળિ દોલોત્સવને આદિ લઇને ઉત્સવને

દિવશે જેઓ ભગવાનનું દર્શણ કરે છે તેઓ ભગવાનના પાર્શદ છે એમ સમઝવું જેઓ ઘણા દુર રહેનારા છે તેઓ પુનમ એકાદશિ તથા બીજાં પર્વને દિવશે ડાકોરમાં આવીને ભગવાનનાં દર્શન કરેતો તેને ફરીથી જન્મ મરણનો ભય રહેતોજ નથી; જે દરરોજ ભગવાનનું દર્શણ કરે છે તે મનુસ્ય જાતીમાં શ્રેષ્ટ કેહેવાતાં જીવન્મુકતને પામે છે જ્યારે ભગવાન પ્રસંન્ન થાય છે ત્યારે બીજા દેવની પેઠે લૌકિક સુખ આપતા નથી પણ કેવળ અક્ષય નિજાનંદ પદ વિ આપે છે; જે ચતુર્માસને વિષે વ્રત ધારણ કરીને ભગવાનનું પુજન કરે તથા શ્રાવણ માસમાં પુજન કરેતો તેને અત્યંત પુન્યનુ ફળ મળે છે; અશ્વમેઘ કરવાથી જેટલુ ફળ મળે છે; અશ્વમેઘ કરવાથી જેટલુ ફળ મળે છે તેટલુ માત્ર એકજવાર દર્શણ કરવાથી ફળ મળે છે જે માણસ ભગવાનના મંદિરમાં પારાયણ કરે કિંવા કરાવે તો તે બન્યોના જન્મ મર્ણની પીડા મટે છે જે માણસ શ્રીમદ્ભાગવતનાં સો પારાયણ કરે તો તે માણસ ભગવાનની ભકિતને તથા મુકિતને પામે છે કેમકે શ્રી કૃષ્ણ પરમાત્માને પ્રસન્ન કરવાને માટે જેવુ ભાગવત છે તેવું બીજુ કોઇ પણ સાધન નથી; ગીતા અને વિષ્ણું સહસ્ત્રનો જે માણસ પાઠ કરે અને કૃષ્ણમંત્રનો જપ કરેતો તેના મનની ઇચ્છાઓ યોગ્ય હોય તેજ સફળ થાય ભગવાનને તુળશી બહુજ પ્રિય છે માટે તુળશીદળ શ્રી કૃસ્ણ પ્રભુને ચઢાવીને પુજન કરેતો પ્રભુ પ્રસન્ન થાય છે; વળિ ભગવાંન પ્રસન્ન કરવાને માટે જેઓ બ્રાહ્મણને જમાડે છે તેને કોટી હોમનું ફળ મળે છે

## ( તિર્થ યાત્રા કરનાર પુરૂષોને માટે )

### નિયમ.

પ્રથમતો પરદ્રોહ, પરનિંદા, અને ચોરી કરવી નહી.

જે પર સ્ત્રી વગો વૃદ્ધ હોય તેને માતુશ્રી સમાન ગણવી અને ઉમરે નાંહાની હોય તેને પુત્રી પ્રમાંણે જાણવી વ્ય ભિચારથી મન સ્થિર રહેતુ નથી, માટે સ્ત્રી અને પુરૂષાએ પોતાનું મન સ્થિર કરીને રેહેવું;

વળિ ક્રોધ, હિંસા, કપટ, દંભ, મત્સર, અહંકાર લોભ, મદ, એ સઘળા વિકાર જો કે પુણ્ય કર્યું હોય તો તેનો પણ નાશ કરે છે;

યાચના કરવાથી તથા યાચક થવાથી એટલે પ્રતિગ્રહ કરવાથી બ્રાહ્મણુના બ્રહ્મત્વ પણાના તેજનો નાશ થાય છે વિપત્તી પડી હોય ત્યારે દાન લેવું અથવા દાન લેવામાં આ વે તો પોતાના નિર્વાહ પરતુ લેવુ છતાં લોભ અને લાલચ થી સંગ્રહ કરવાને માટેજ અથવા આપતિ હોય નહી છતાં જેઓ દાન લે છે તેઓ નર્કના અધિકારી થાય છે

પોતાની ઇંદ્રીયો સ્વાધિન રાખીને તિર્થમાં રહેવુ હાથ, પગ, અને મન તથા શરીર ઇત્યાદિક વિષય વિકારને પોતા ના આધિનમાં રાખીને રહેવું

મિથ્યાવાદ અને સાહસ કર્મનો ત્યાગ કરવો બીજે સ્થાને કરેલા પાપનું નિવારણુ તિર્થમાં ગયાથી થાય છે અ ને તિર્થમાં કરેલા પાપનું નિવારણુ થતુજ નથી ભોગવવું પડે છે; શાંતી, ક્ષમા, સત્ય પવિત્રતા, એ સહુ તિર્થમાં સા ચવી રાખે છે તેનું જ સાર્થક થાય છે રાત્રીના છેલ્લા ભાગ માં નિદ્રા લેવી નહી—વેહેલ્લાં ઉઠીને દાતણુ કરવું જોઇએ, પ્રાત:કાળમાં સ્નાંન કરીને નિત્ય નિયમ કર્મ કરવું અને ભગ વાનની શેવામાં જ તત્પર રહેવુ ભગવાનની પાંચ આરતીનું જ દર્શન કરેતો તેની અવિદ્યાનો નાશ થાય છે; પુરાંણુ કે થા ભક્તોના મંડળમાં બેશીને સાંભળવી; અને મને ભગવાન પ્રસન્ન થાઓ એવી નિશ્ચય આશા રાખવી; ઠાકોરમાં શરો

૨ રૂપે ગોમતી છે તેમાં સ્નાન કરવાથી શરીર અને મન પવિત્ર થાય છે;

અશકત અને રોગી માંણુસોએ ઉસ્ણ જળથી સ્નાન કરવુ નિરોગી માણસો એ સારા શરીર વાળાઓએ દેહની શુદ્ધિ માટે ગોમતી જળમાં સ્નાન કરવું જે લોકો નિત્ય સ્નાન કરે છે તેનું તો અસંખ્ય પુન્ય છે; ને જે માઘ સ્નાન કરે છે તેનાં મોટાં પાતક નાશ પામે છે; અને સુખ ની ઇચ્છા વાળા માણુસે અરૂણોદય વખતે સ્નાન કરવુ જોઈએ તેમાં વળિ કાર્તીક માસમાં સ્નાન કરેતો તે માણુસનાં પાપ પ્રક્ષય થાય છે; તેમજ રવિવારે, વ્યતિપાત ને દીવશે તથા પર્વને દિવશે એકાદશી સંક્રમણને દીવશે (સંક્રાંતીમાં) વ્રત કરે તથા ઉત્સવને દીવશે ગોમતી જળમાં સ્નાન કરે તો તે પુણ્યાત્મા કહેવાય છે;

ગોમતીના જળનું તર્પણ કરવાથી પિતૃ તૃપ્ત થાય છે. માટે જે લોકો ગોમતી ના જળથી તર્પણ કરી પિતૃ લોકોને તૃપ્ત કરે છે તેમને ધન્ય છે; ગોમતીના કીનારા ઉપર પિંડ દાન કરવાથી ગયા શ્રાદ્ધ જેટલી તૃપ્તિ થાય છે; કેમકે એ ગોમતીમાં ભગવાન પોતાની ઇચ્છાથીજ રહ્યા હતા માટે પવિત્ર ગોમતીનું મહાત્મ લખવાને કોઇ શકિતવાન નથી; પ્રથમ ડકોરનો ઘાટ, બીજો કલેશ્વરી માતાનો ઘાટ અને ત્રીજો ભટજી માહારાજનો ઘાટ એ ત્રણ પવિત્ર સ્થાનમાં સ્નાન કરેલું દુર્લભ છે આ ત્રણ સ્થાનમાં સ્નાન કરીને જેઓ કૃષ્ણનું દર્શન કરે છે તેનાથી યમ રાજા પણ ડરે છે.

ગોમતીના નૈરૃત્ય ખુણને વિશે સાક્ષાત રત્નગીરી તપ કરે છે દેવતાઓ પણ અદર્શ રહીને ગોમતીમાં સ્નાન કરે છે હવે પંચ તિર્થ કયાં છે તે સાંભળો.

# પંચ તિર્થ

(૧) ડાકોરથી વાવ્ય (વાયુ)ક્ષ્રણ તરફ સુરપૂર (સુઇગામ) બે ગાઉ દુર ગામ છે તે એક પુરાતન તિર્થ છે; ત્યાં સુરેશ્વર નામના ૠષિયે અદ્‌ભુત તપ કરયું હતુ અને તે ૠશિયે સુરેશ્વર નામના મહાદેવનું સ્થાપન કર્યું છે; તે દેવાલય પાસે રેણુંકા કુડ હતો તે કુંડ હાલ ગુપ્ત થઇ ગયો છે અર્થાત પુરાઇ ગયો છે આ તિર્થમાં જવાનું શ્રેષ્ટ ફળ છે;

(૨) ડાકોરથી પુર્વ દિશાએ સો ધનુષ દુર રણમુકતેશ્વર મહાદેવ છે. ત્યાં પ્રથમ રક્ષાપુર નામનું ગામ હતું ત્યાં નિલકંઠ નામના મુનિયે સ્થાપન કર્યું છે તે શંકરનું જે કોઇ છ મહિના સુધી પુજન કરે તો રણથી મુકત થવાય છે અને દ્રવ્યનો લાભ થાય છે;

(૩) ડાકોરથી પુર્વ દિશાએ દોઢ યોજન એટલે છ ગાઉ છેટે ગાલવ ૠષિનો આશ્રમ છે તે ગાલવેશ્વર શંકર કહેવાય છે. વળિ ત્યાં ગાલવી ગંગા પણ આવેલાં છે, તેમાં સ્નાન કરીને દર્શણ કરેતો સર્વ દુખ નાશ પામે છે. વ્યતિપાતને દિવશે તથા સંક્રાન્તીમાં તથા પર્વમાં તથા ગ્રહણ વેલાએ એ એ ગાલવેશ્વર મહાદેવનાં જે દર્શન કરે તેનાં પાતિક દુર થાય છે વળિ એજ ક્ષેત્રમાં ત્રણ માસસુધી અનુષ્ટાન કરનારને મન વાંચ્છિત ફળ મળે છે,

(૪) ડાકોરથી અગ્નિ કોંણ તરફ ચાર ગાઉ છેટે નૈષધ નામના વનનાં એક હનુમાન છે તેનું સેવન કરવાથી અનેક પ્રકારના વિઘ્ન ખસે છે આ હનુમાનનું મહાત્મ કુમારીકા ખંડમાં વર્ણવેલુ છે જેને શનીની પીડા હોય તેણે એ હનુમાનનું શેવન કરવું જોઇએ,

(૫) ડાકોરથી પશ્ચિમ દિશાએ ચાર ગાઉ છેટે નિલકંઠ માહાદેવનું સ્થાન છે; તેમનું અઢી માસ સુધી જેઓ અનુષ્ટાંન કરે તેના મનોર્થ શંકર પુર્ણ કરે છે. એજ નિલકંઠ મહાદેવનું આરાધન તેજપાળ અને રાજપાળ નામના માણસોએ ગાલવ ઋષિની આજ્ઞાથી કરેલું હતું; તથી તેઓ સિદ્ધી પામ્યા હતા.

આ માહાત્મમાં ત્રીજા તિર્થમાં ગાલવી ગંગા લખ્યું છે તે વીષે માહાત્મ ખુલાસો આપે છે કે; પુર્વે ઘણા વરસો ઉપર વિશ્વામિત્ર ઋષિનો પુત્ર ગાલવ નામનો હતો. તેણે મહિ નદિના કીનારા ઉપર બેશીને શંકરનું આરાધન કર્યું, તેણે ૧૦૦ સો વરસ સુધી ઉગ્ર તપ કર્યું. એટલે શંકર પ્રસન્ન થઇને તેને કહ્યું કે તું શું માગે છે? ત્યારે ગાલવ ઋષિયે કહ્યું કે મને પેટમાં હર વખતે ભુખ બહુ લાગે છે. કોઇ પ્રકારે શાંન્તી થતીજ નથી. માટે ભુખને લીધે તમારી ભકિત થતી નથી. શંકરે કહ્યું કે એક વરસમાં ફકત બે વાર તું ખાય અને એથી કરીને તારી ક્ષુધા શાંન્ત થાય એવો એક એવો રસ્તો બતાવું છું કે જ્યારે છ મહિના થાય એટલે એક હાથીનું ભક્ષણ કરવુ ત્યાર બાદ છ મહિના વીતે એટલે બીજા હાથીનું ભક્ષણ કરવું, આ પ્રમાણે એક વરસમાં બે હાથીનું ભક્ષણ કરીશ એટલે તારી ક્ષુધા શાંન્ત થશે. હાથીનું ભક્ષણ કર્યા પછી તેના રૂધિરના બીંદુ જળથી ધોઇ નાંખવા, આ પ્રમાણે કહીને શંકરતો ચાલતા થયા, પછી મહીસાગરના કીનારા ઉપર ગાલવેશ્વર નામના શંકરનું સ્થાપન કર્યું આ ગાલવેશ્વરનું મહાત્મ કુમારીકા ખંડમાં લખેલું છે. માહાદેવનું સ્થાપન કર્યા પછી તથા વરદાન પ્રાપ્ત કર્યા પછિ ગાલવ ઋષિ કુંતલા નામના ગામના થડમાં આશ્રમ કરીને રહ્યા; ત્યાર પછી એક વખતે ગૌતમ ઋષિ કેટલાક મુનિ અને તપસ્વિ સમુદાય સાથે ફરતા ફરતા ગાલવ

ઋષિના આશ્રમે આવી પોહોચ્યા. ગાલવ ઋષિએ તેમનો ઉતમ સત્કાર કર્યો, તેમને માટે અન્નપાનાદિ ભોજન તૈયાર કરાવરાવ્યું, અને જમવાને માટે બેસવાને તેમને કહ્યું તેઓ સઘળા ઋષિયો અન્યોઅન્ય એક બીજાના કાનમાં કહેવા લાગ્યા કે આ ગાલવઋષિ હાથીનું ભક્ષણ કરે છે માટે તેમનું અન્ન ખાવું યોગ્ય નથી; માટે કોઇ એવી યુકિત ખોળી કાઢીએ કે તેમને માઠુ પણ ન લાગે અને આપણે તેમનું અન્ન ખાવાનો પ્રસંગ આવે નહી એવો વિચાર કરીને સમગ્ર ઋષિ ગાલવ માહાત્મા પ્રત્યે કહેવા લાગ્યા કે હે માહાત્મા! અમે પુજા પાત્રોનો સામાન કાશીમાં ભુલી ગયા છીએ ત્યારથી અમે ભોજન કરતા નથી.

ગાલવઋષિયે તે સમગ્ર ઋષિના મનનો અભિપ્રાય પોતાના યોગ બળથી જાણી લીધો. એટલે પોતાના હાથમાં દર્ભની શળી પકડીને કાશી તરફ જોરથી ફેંકી તે શળી જેવી રીતે વિજળી આકાશમાં એક મિનિટમાં હજારો ગાઉ વેગ કરે છે તેવી રીતે વેગ સાથે એકજ ક્ષણમાં તે શળી કાશીમાં જઇ પોહોચી, સમગ્ર ઋષિયોનાં જ્યાં આસનાદિ પુજાપાત્રો સામાન હતો તે સઘળો સામાન દર્ભની શળીયે લીધો અને ગંગા નદીને મળી; ગંગા નદી ગાલવઋષિના તપનું પરાક્રમ જાણતી હતી. તેથી ગાલવઋષિની આજ્ઞા આ દર્ભની શળી સાથે જવાની થઇ છે અથવા જ્યાં ગાલવઋષિનો આશ્રમ છે ત્યાં શઇને આગળ વહન કરવાની આજ્ઞા થઇ છે એમ જાણીને તે નદી ઋષિ સમસ્તનાં આસનો લઇને સંગાથે પોતે ગાલવઋષિના આશ્રમે આવી પોહોચ્યાં ત્યાં પ્રવાહ રૂપે રહીને મહી નદી સાથે ભળી ગયાં.

ગાલવે સમગ્ર મુનિયોને કહ્યું કે હે માહાત્માઓ! આ મારાં આસન સંભાળી લ્યો. જુવોને આ સાક્ષાત ગંગા તમારાં આસન આપવાનેજ આવી છે આ અદભુત તમા

સો જોઇને મુનિયોને ઘણુંજ આશ્ચર્ય લાગ્યું તે સાથે ગાલવ રૂષિના તપ પરિબળનું નિશાન જાણવામાં આવ્યું તેથી તેઓ બીજું કંઇ પણ બોલ્યા ચાલ્યા વિના પોત પોતાનાં આસન વિગરે તપાસીને લઇ લીધાં અને તુરતજ જમવા સારૂ બેઠા પત્રાળાં પીરસાયાં અને તેમાં મિષ્ટાન્ન, ભાત, શાક કંદમુળ ફળ ઇત્યાદિક પિરસવામાં આવ્યું પછી હર હર મહાદેવ કહિને જમવાને માટે શરૂવાત કરવા માંડી, જેવા બ્રહ્માર્પણ મુકવા જાય છે તેવુંજ તેઓએ પોત પોતાના પત્રાળામાં નવિન કૌતક જોવા લાગ્યા કે જે કૌતક જોઇને શ્વાસ લીધા વિના ચકિત થઇને એકજ દ્રષ્ટિએ જોવા લાગ્યા;

એવી રીતે થયુ કે ભાતના દાંણા સજીવન થઇને પત્રાળામાંથી બાહેર ચાલવા લાગ્યા લાડુ હતો તે કાચબાની માફક કુદતો કુદતો આગળ વધવા લાગ્યો; બાકીનાં શાક કાંન ખજુરાની માફક શળવળ સળવળ કરતાં ચાલવા લાગ્યાં દાળમાં પણ અનેક ઝીણા જીવ જાંણે ખદ બદ કરી રહેલા હોય તેવું જણાયું આહાવો ચમત્કાર દરેક મુનિ જનોએ પોતાના પત્રાળામાં જોઇને ભડકી ભડકીને દુર બેઠા, ગાલવ રૂષિનો છએ મહિને ભોજન કરતા હતા કે જે વાત આપણે આગળ લખી ગયા છીયે તે ગાલવ રૂષિ બધાંયને જમાડવાને માટે અમસ્થા બેઠા હતા. પણ આ વિચિત્ર દેખાવથી ભય અને આશ્ચર્યની સાથે શંકાતુર થઇ ને દુર બેઠેલા મુનિજનોને ગાલવે કહ્યું કે હે માહાત્માઓ ? શા માટે ભોજન કરતા નથી તમે શા વિચારમાં પડયા છો ? મનની શંકાઓ ને દુર કરીને નિવતથી ભોજન લ્યો, તમે આ સ્થાન પવિત્ર કરયુ છે તમારા દર્શનથી મને ઘણોજ આનંદ થયોછે માટે નિશંક થઇને ભોજન લ્યો અને મને ઉપકૃત કરો.

ગાલવનાં વચન સાંભળીને ગૌતમ રૂષિ સમસ્ત ગાલવને

કહેવા લાગ્યા કે અમારા પત્રાળીમાં જે અન્ન પિરસ્યુ છે તે અન્ન સજીવન થઇને ચાલવા માંડે છે એ શુ હશે? તે સજીવન જીવને મુખમાં કેમ મુકાય! શિવ શિવ શિવ શિવ, એમ બનવાનું કારણ શું હશે? હે માહાત્મા! શું કાંઇ આ ભુમિનોજ ચમત્કાર હશે? અરે એમ પણ કહેવાય નહી. આપ જેવા સમર્થ માહાત્મા છતાં ભુમિનો દોષ પણ હોયજ નહી, કેમકે આપના તપથી આ આશ્રમ એવું પવિત્ર છે કે તે પવિત્ર સ્થાનમાં સાક્ષાત ગંગાજીએ પ્રવાહ કર્યો છે ત્યારે શું અમારા પુર્વ કર્મનાં સચિત કે સંસ્કાર હશે કે જેથી પીરસાયલું અને પરિપક્વ થએલુ અન્ન સજીવન થઇને ચાલવા માંડે છે?

ગાલવે કહ્યુ કે હું તો છ મહિને એક જીવનું ભક્ષણ કરૂ છું અને તમેતો દરરોજ અનેક જીવોનું ભક્ષણ કરોછો હુતો ભક્ષણ કરૂછું એજ વખતે એકજવાર જળ પ્રાશન કરૂછું અને તમેતો રાત્ર દીવસ જળનું પ્રાશન કરોછો કે જે જળમાં અનેક સુક્ષમ જીવ છે.

મુનિ સમસ્તોએ હાથ જોડીને ગાલવને કહ્યું કે હે સમર્થ માહારાજ! અમારો અપરાધ ક્ષમા કરો, અમારાં મનની શંકા એ અમને અપરાધી કર્યા છે; માટે આપ દયાળુ છો તેથી ક્ષમા કરશોજ

ગાલવે કહ્યું કે હે ભાઇયો! તમારા મનમાં થએલા વિચાર ઉપર મને બીલકુલ ખોટુ લાગ્યુજ નથી પણ યોગ્ય ન્યાય કરવાને માટે આ જીવરૂપ અન્નનું તમને દર્શન થાય છે તમ સુક્ષ્મ વસ્તુ જોતા નથી અને સ્થુળ નજરથી મોટી વસ્તુંઓ જુવો છો તેથી તમારા મનનું સમાધાન થઇ શકતુ નથી તમે સદ્વિચાર કરશોતો તમારા નિર્મળ પ્રજ્ઞા તમારા નિર્મળ અંતઃકરણમાં સત્ય વિચારનો ભાસ

બતાવશે, ને પેહેલાં તમેજ તમારા શરીરઆંજ જુવો કે ત મારૂં શરીર અનેક જીવોથી ભરેલું છે તમારા શરીરના ચાં મડીના ખાડામાં સુક્ષ્મ જીવને નિવાસ છે, તમે લઘુ શંકા કરાછો તે મુત્રમાં પણ ઘણા જીવ ખદબદે છે. તમે મળ ત્યાગ કરો છો તેમાં અપાર જીવ ઉચી ડોક કરીને તરફડયાં કરે છે તમારા પેટમા ઉત્પન્ન થએલા સર્પની આકૃતિ વાળા ચરમે ગુદા દ્વાર મારગે મળની સાથે બાહેર પડે છે અને થોડીકજ વાર જીવીને મર્ણ પામે છે શરીરની ચાંમડી ભેદી નાંખીને વાળા નીકળે છે એ પણ લાંબા તંતુ વત્ જીવ છે;

તમારી નાશીકાના માર્ગે શ્વાસની સાથે અદર્શ જેવા અણુ જેવા સુક્ષ્મ જીવો ધમણ થઇને મરણ પાંમે છે, ત મારા વિર્યમાં પણ અનેક જીવ ખદ બદયાં કરે છે. તે જીવ મિશ્રીત વિર્ય પાંચ તત્વ સાથે છે તે જીવ મિશ્રિત વિર્ય જીવ મીશ્રીત સ્ત્રીની યોનીમાં જીવ મિશ્રીત વિર્ય પડે છે અને તેથી ગર્ભ બંધાય છે; તમામ વનસ્પતિમાં પણ જીવ છે અન્નમાં પણ જીવ છે હે ભાઇ એ તમામ જીવને નાશ તમારાથીજ થયાં કરે છે ત્યારે આ પત્રાળામાં પિરસાયલુ અન્ન પણ જીવ રૂપ છે ઠીક છે એમ કહીને ગાલવે જેવું હતુ તેવું અન્ન કરી નાંખ્યું પછી મુનિ સમ સ્ત આનંદ પામતા ભોજન કરી લીધું;

ગાલવે કહ્યું કે હે મુનિજનો ! આ બધુ પૃકૃતિ માયાનું કાર્ય છે અને અનંત જીવથી ભરપુર આ અનંત આકાશ છે તેથી સંચિત અને પૃકૃતિ યોગથી સ્થુળ બને છે અને તેમાં જીવ પ્રવેશ થાય છે જો કે જીવ અને માયા એ બન્ને ન્યારાં છે પણ બન્યોના કાર્ય પણ ભિન્ન છે જીવ એતો વારં વાર કર્મ ફળ પ્રમાણે જન્મ લેનારો સુખ દુઃખાદિકનો ભોકતા છે તે જીવને કોઇ પણ મારી શકતો નથી. પણ

કર્મ ફળ પ્રમાંણે વારંવાર કુદરતિ રીતે લય અને ઉત્પન્ન થયાંજ કરે છે કે તે લય અને ઉત્પન્નનો ધર્મ નિમિષ માત્ર સુધી પણ બંધ થતો નથી, તેથી જુવો કે વર્ષા રૂતુ માં અનંત જીવ ચોમાસામાં નાંનાં મોટાં અને સુક્ષ્મ દેહ ધારી પ્રગટ થાય છે તે જીવ ચિત્રા નક્ષત્રના તથા ગ્રીષ્મ રૂતુના તાપમાં તથા ઉનારાના તાપમાં નાશ પામે છે જીવ છે તે જીવનેજ આશ્રરે રહે છે સમુદ્રમાં એક બીજાથી મોટાં પ્રાણી નાંના પ્રાંણીયોનું ભક્ષણ કરે છે એવા અનંત લક્ષવિધિ સમુદ્રના દેહ ધારી જીવ નાંના દેહ ધારી જીવના ભક્ષણથીજ રહિ શકે છે; હે મુનિ! ઇશ્વર ચેષ્ટાથી જીવનુ ઉત્પન્ન થવુ અને લય થવુ નિરંતર બન્યાંજ કરે છે કેટલાં ક તળાવ સુકાઇ જાય છે અને સેંકડો જીવ મરે છે જ્યારે તે ભરાય છે ત્યારે અનાયાસ દેહ ધારી પ્રગટ થઇ જાય છે તેટલીક વસ્તુઓના મિશ્રણથી દેહ બંધાઇને જીવ પ્રવેશ છે આખુ બ્રહ્માંડ જીવમય છે માટે તે વસ્તુને કોંણ મારે છે અને કોંણ ઉત્પન્ન કરે છે તે જ્યારે જોશો ત્યારે તે તમામ માયાનું કાર્ય છે અને દેહમાં પ્રવેશ થવાનો વારંવાર જીવ નોજ ધર્મ છે

જો કે દેહનુ લય થવુ અને પ્રગટ થવું અર્થાત જીવનું નિકળી જવું અને પ્રવેષ થવો એ પ્રમાણેની ઘટમાળ કેવળ અખંડીત છે છતાં આ; દુર્લભ મનુસ્ય દેહમાં વિવેક જ્ઞાન અને સદ્દબોધ પ્રાપ્ત કરીને દયા રાખવીજ જોઇએ જાણી બુજીને દેહ ધારી જીવને ઇજા કરવી નહી અને પરોપકાર કરીને તથા ભક્તી કરીને ઇશ્વરની સ્તુતિ કરવી. એજ સુખ પ્રાપ્ત કરવાનો ખરો રહસ્ય છે;

સમગ્ર રૂષિયોએ ગાલવ પ્રત્યે હાથ જોડીને પ્રાર્થના કરી

કે હે માહારાજ ! તમે જ્યારે ગંગાને અહિંઆં અમારા માટે બોલાવી છે ત્યારે હવે તો તે આ સ્થાનમાં સ્થિર રહે તેવું કરો

સમસ્ત મુનિના આગ્રહથી ગાલવ રૂષિયે તે ગંગાને સ્થિર રાખી તેથી તેનુ નામ ગાલવી ગંગા પડ્યું છે, કેટલાક લોકો તેને ગલતી પણ કહે છે,

ઉપર પ્રમાંણે પંચ તિર્થનું મહાત્મ્ય કહ્યુ.

## આ માહાત્મનું ફળ

આ શ્રી કૃષ્ણનું ચરિત્ર માંગલ્ય તથા ભકિત વધાર નાર છે; વળિ આ ચરિત્ર વ્રત કર્યા હોય ત્યારે સાંભળવું જોઇએ આ ચરીત્ર સાંભળનારનું હ્રદય પવિત્ર થાય છે અને યાત્રાનુ. ફળ મળે છે; જે માણસ આસો મહીના માં તથા કાર્તીક, ફાગણ, શ્રાવણ, તથા અધિક માસમાં સાંભળે તો પાપથી મુકત થાય છે.

## સંક્ષેપ.

આ માહાત્મ્યમાં પ્રથમ ડંક રૂષીનું તપ તથા ડંકેશ્વરનું માહાત્મ્ય અને શ્રી કૃષ્ણ ભીમસેનનો સમાગમ છે પછી વિજયસિંહનું ચરિત્ર છે પછી વિજયસિંહ દ્વારિકામાં, ગયા, ભગવાન પ્રસન્ન થયા પછી વિજયસિંહ દ્વારિકામાં ગાડુ લઇ ગયો અને ભગવાનને દ્વારિકાથી લાવ્યો બાવળીના ઝાડનો મોક્ષ ભગવાનનું ગોમતીમાં સંતાવવું વિજયસિંહ વૈકુંઠમાં ગયો ડાકોરના લોકો સાથે દ્વારિકાના લોકોનો કલેશ દ્વારિકા વાસીઓએ કરેલો ઉપવાસ તથા ગંગાબાઇનું ભગવાન પ્રત્યે ભાષણ બ્રાહ્મણોની પરીક્ષા ગોમતી જળથી ભગવાનનું નીક ળવું બ્રહ્મણોના માનનો ભંગ બ્રાહ્મણોને ભગવાનનું વરદાન વિજયસિંહના પુર્વ જન્મની કથા મંદિરની ઉત્પતી ભગવા

નને પ્રસન્ન કરવાનો ઉપાય ગોમતીનો મહિમા યાત્રાળુને ની થમ પંચતિર્થ ગાલવેશ્વરની કથા આ પ્રમાણે ડંકપુર માહા ત્મમાં હકીકત આવી છે સૌનકાદિક રૂષિ પ્રત્યે સુત પુરાણી એ કહ્યું કે વૈષ્ણુવના આગળ ભગવાનના મંદિરમાં આ પ વિત્ર શ્રી કૃષ્ણનું ચરિત્ર કહે તો તે માણસ પાપથી મુકત થઇ સુખી થાય એમાં શંષય નથી.

ઇતિ ડંકપુર માહાત્મ્ય તથા ઓડાણા આખ્યાન.



# પ્રકરણ ૮ મું

## ડંકપુર એટલે શું ?—અને રણછોડરાય કોણ છે ?

### આંધળો મુસાફર ને દોરનાર

ભત્રિજો.

### ગોમતિ ક્ષેત્ર



ડાકોરમાં ગોમતી શરોવરના કિનારા ઉપર પુર્ણીમાને દિવશે એક વૃદ્ધ માંણુસને દોરીને એક જુવાન છોકરો આવી પોહોચ્યો આ વખતે ગોમતી ઉપર ઘણા માણુસોની ભીડ હતી કેટલાક સ્નાન કરીને શુદ્ધ વસ્ત્ર પેહેર્યા પછી કપાળમાં ચંદન લગાવતા હતા કેટલાક ગોપીચંદનના ગાંગડાને ઘસીને ઉભુ ટીલુ ખેંચતા હતા, કેટલાક રૂણમોચન રણછોડરાયનું સ્તવન કરી રહેલા હતા નવિન આવનારા સ્નાન કરવાની ઇચ્છાએ અંગ ઉપરથી વસ્ત્ર ઉતારતા હતા કેટલીક માલણો પુષ્પના હારની છાબડીયો લઇ ને બેઠેલી હતી તેમાંથી એકેક હાર લઇને શ્રદ્ધાવાળા યાત્રાળુ ચાલતા માંડતા હતા, આહાવી ધમાધમીમાં સો વરસની લગભગ થવા આવેલો ઉમ્મર વાળો આંધળો ડોસો પોતાના ભત્રીજાના હાથમાં લાકડી આપીને પાછળ પાછળ ચાલ્યો આવતો હતો તે આંધળાએ જય રણછોડરાય એવા શબ્દ કહીને કપડાં ઉતારવા માંડયાં પછી સ્નાન કર્યું ભત્રીજાએ તે ડોસાનો હાથ પકડીને ગોમતીમાંથી બહાર કાઢયો વૃદ્ધ ડોસાએ કપડાં પહેર્યાં પછી ભત્રીજાએ સ્નાનકર્યુ તે પણ ઝટપટ આટપીને પોતાના વૃદ્ધ કાકાની શેવામાં હાજર થયો ત્યાર બાદ એક વૃક્ષ નીચે ચટાઇ પાથરીને તે ડોસો બેઠો આ ઠેકાણે આજુ બાજુ

ઘણા માણસોની ભીડ હતી તેમાં દેશ પરદેશના લોકો ઘણા ઘણા આવેલા હતા કેટલાક બ્રાહ્મણો હતા, કેટલાક વૈશ્ય હતા, કેટલાક શાહુ પણ હતા, છતાં તેમાં એક મનમૌજી અને આનંદી ધનદત નામનો શેઠ પણ આવ્યો હતો તેની દ્રષ્ટી પેલા અંધ માણસ ઉપર ગઇ દ્રષ્ટી જતાંજ શેઠને ન વિન વિચાર ઉત્પન્ન થયા તેમાં વીચાર કરવા લાગ્યો કે આ આંધળો માણસ પેટના સ્વાર્થ માટે ફરતો હશે કે યાત્રા ક રવા સારૂ આવ્યો હશે! ચાલ જીવ! સ્નાન કરીને તેનીજ પાસે બેશીશું; એમ વિચાર કરીને તે ધનાઢ્ય શેઠ ગોમતિમાં સ્નાન કરવાને માટે પેઠો આ તરફ પેલો વૃદ્ધ પુરૂષ હાથમાં તંબુરો પકડીને ભજન ગાવા બેઠો અને તેનો ભણીજો હાથ માં ખડતાલ પકડીને તાલ પ્રમાણે બજાવવા લાગ્યો

**ભજન.**

મારા મનમાં છો સુખકારી રામ   આનંદ આપો  
મારા તનમાં છો બલિહારી રામ   આનંદ આપો.  
કરૂણા નિધિ ઇશ્વર તાપ ત્રિવિધિના ટાળો,  
એ લીલા સહુ તમારી રામ   આનંદ આપો  
આ ગોમતિમાં હુ નાહાયો સઘળુ મુકી.  
મને તુજથી છે દિલદારી રામ   આનંદ આપો  
જ્યાં જોયે ત્યાં તુ પુર્ણ રસ પુરે.  
દીઠુ મ્હેં અંતર ધારી રામ   આનંદ આપો  
આ જગત બધું છે જુઠુ અને હુ જુઠો,  
એક સાચો તુ ભય હારી રામ   આનંદ આપો  
નિધ્યામાં માહારે શુ રે જોવાનું રહ્યું છે  
જોવાનું તુજમાં વારી રામ   આનંદ આપો  
જોતાં જોતાં હુ અંતરમાં પણ થાકયો  
ભરપુર દીસો બલિહારી રામ   આનંદ આપો

---

પેલો ધન દત્ત પણ જેમ તેમ ઉતાવળ કરીને આંધળા મુસાફરનું ભજન સાંભળવા એક જગોએ બેઠો આજ પુર્ણિમા હતી તેથી રણછોડજીના મંદિરમાં પણ ઘણી ભીડ હતી તેથી દર્શણ કરીને પાછા વળનારા માણસો પેલા અંધ પુરૂષના ભજન બણી લક્ષ આપવા લાગ્યા જ્યારે આગ થયુ ત્યારે તો બે ત્રણ હજાર માણસનુ ટોળુ પેલા અંધ મુસાફરની આજુબાજુ ઝામી ગયુ સઘળા માણસોનું લક્ષ અંધ મુસાફરના તરફ હતું તેથી તમામ માણસો ચુપ ચુપથી બેઠા હતા અને ભજનનો અર્થ સમઝતા હતા એટલામાં પેલા ધનદત્તે આંધળા મુસાફરને પ્રસ્ન કર્યો કે તમે કઇ જ્ઞાતીના માણસ છો ?

અંધ— હુ અને મને દોરનાર એ બન્યો બ્રાહ્મણ છીએ

ધનદત્ત—તમારો આંખ્યો થોડા દીવશથીજ ગઇ હશેકેમ

અંધ—હું તો જન્મથી અંધ છું.

ધનદત્ત—તો પછિ તમે આમ તેમ ફરતા હશો તે શું કાંઇ દ્રવ્ય ઉપાર્જીત માટે કે બીજા કોઇ કારણ માટે ?

અંધ—હુ તો યાત્રા કરવા નીકળયો છું

ધનદત્ત—(આશ્ચર્ય પામતા) જ્યારે તમે જન્મ અંધ છો ત્યારે તમે યાત્રામાં શું દેખી શકવાના છો ?

અંધ—જે તમે જુવો છો તે;

ધનદત્ત—હે મહારાજ ! અમે તો નેત્રથીજ જોઇયે છીયે માટે તમારે તો નેત્ર છેજ નહી;

અંધ—જ્ઞાન રૂપી નેત્રથી જોવામાં આવે તો જીવનું સાર્થક થાય છે;

ધનદત્ત—હા એ વાત ખરી છે પણ નેત્ર ઇદ્રિયનુ જ્ઞાન તો જ્યારે નેત્ર હોય તોજ તે નેત્રના ધર્મનો અનુભવ થાય.

વળી એટલુ તો ખરૂ છે કે નેત્રનો અનુભવ લીધા પછી જેઓ અંધ થાય છે ત્યારે તે અંધ નેત્રના ધર્મને ઓળખી શકે છેઅને તમે તો જન્મથીજ અંધ છો, તો પછી અહિયાં સુધી આવીને શું જુવો છો ?

**અંધ**—નેત્રના ધર્મ વડે કરીને બાહિર જ્ઞાનથી જે કંઇ જગત કે આકાશ જુવો છતાં ત્યાર પછી જે કંઇ તમે વિચાર કરીને નિશ્ચય કરો છો તે કાંઇ નેત્ર કરી શકતું નથી એ તત્વજ્ઞાન કે કોઇ પણ વિદ્યા સંબંધી ન્યાયને, અને તર્કને તથા સમ માણુ સાદ્રષ્ય અનુભવ ને મળીને જે નિશ્ચય થાય છે તે કંઇ નેત્ર કરી શકતાં નથી નેત્ર એતો કોઇ હકીકતનું નિર્ણય કરવાને સાદ્રષ્ય કાર્ય બતાવવાને મદદ ગાર છે; વારૂ ઠીક છે ત્યારે તમે તમારા નેત્રથા અહિયાં શો નિશ્ચય કરો છો

**ધનદત્ત**—શ્રી રણછોડ રાયજીનાં દર્શન કરીયે છીયે, એજ જોઇને અમે અમારા નેત્રનુ સાર્થક થયું અને અમારા પુર્વજન્મનાં પાપ બળી ગયાં એવું અમે માનીયે છીએ;

**અંધ**—ધન્ય છે ધન્ય છે તમને તમારો ઉતર તમારી હાલની યોગ્યતા પ્રમાણે ઉતમ છે કેમકે ગ્રહસ્થા શ્રમમાં રહીને પણ દ્રઢ વૃત્તિ સંકલ્પ દ્વારાએ તમે રાખી છે તેથી તમારી દ્રઢ વૃત્તિ એજ મનોહર સ્વરૂપનુ ધ્યાનનુ ફળ આપશે;

**ધન**—હે મહારાજ ! આપ કોઇ મહાત્મા જણાઓ છો તેથી આપને વિનંતી કરૂછું કે તમે આ યાત્રામાં શું જુવો છો ?

ધનદત્તનું વચન સાંભળીને તંબુરાના તાર ઉપર આંગળી ફેરવીને એક ભૈરવ રાગની ઠુમરી કહી સંભળાવી;

## ભૈરવ ઠુમરી

ઇસ તનમેં ગોમતી ગંગા હય,
ઇસ તનમેં શ્રી રનછોર બિરાજત,
ઇસ તનમેં પ્રકૃતિ અંભંગા હે  ઇસ તનમેં ગોમતિ
ઇસ તનમે, ગંગા, બોડાના,
ડંકપુર ઇસ તનમેં હય
ફિરિ ફિરિ જન્મ વોહ હયે યાત્રા,
ભવજલ પાર સુરંગ હય  ઇસ તનમેં ગોમતિ,
કાષ્ટ ગાડી વો સ્થુલ રૂપ હૈ.
દોનું બલદ મન રંગા હય
હર્ષદ સનાનંદ વો સુખ હેં
વો સુખ હવૈ તરંગા હય  ઇસ તનમેં ગોમતિ

હે ભાઇયો ! હું તો જન્મનો અંધ છું માટે હું તો મારા શરીરમાંજ બધુ સમજુછું અને ઇશ્વર રચિત જગતમાં ફરૂ છું અને પછી તમામ સ્ત્રી પુરૂષોના સ્થુળ દેહમાં પ્રકૃતિના સ્વરૂપનું દર્શણ કરૂછું અને જ્ઞાની તથા સજ્જન તથા સંત સાધુ સમુદાયના અંતઃકરણમાં સત્વ પ્રધાન માયા વિશિષ્ટ ચેતનનું દર્શણ પામીને મસ્ત રહુંછું.

અંધ મુસાફરનુ વચન સાંભળી તમામ લોકોએ હાથ જોડીને કહ્યું કે હે મહારાજ તમે કેવી રીતે આ ડંકપુર પતિ રણછોડરાયને ધાર્યા છે તેની સમજ અને વાત જાણવાની અમારી ઇચ્છા છે માટે કૃપા કરીને કહો;

ધનદત માહારાજે જરાક પ્રસન્ન વદન કરીને પોતાના મનનો અભિપ્રાય આપવા લાગ્યા.

જુવો ભાઇ ! આ સ્થુળ શરીર રૂપી ગામ છે તેનેજ ડંકપુર માની લીધુ છે; વળિ એ ડંકપુરમાં રહેના વિજયસિંહ.

એને સદબોધ મય શુદ્ધ વિવેક હાંકી દૈયે છીએ. અને દ્વારિકાં છે એને દ્વારિકાં રૂપી સુગમ માર્ગ અર્થાત ચેતન પદાર્થ જાણવાં રૂપી દ્વાર કહિયે છીએ વળિ શ્રી કૃષ્ણ ભગવાન એતો સાક્ષાત ઈશ્વર છે માટે વિજય પ્રાપ્ત કરાવનાર વિજયસિંહ રૂપી શુદ્ધ વીવેકે કરીને દ્વારિકાં રૂપી સન્માર્ગમાં પ્રવેશ કર્યો; વળિ એજ વિજય વિવેકે ચિત બુદ્ધિ અહંકાર અને મનરૂપ બળદ અને ગાડુ બનાવીને પોતાના આધિન માં રાખીને સુગમ માર્ગ તરફ ચેતન પદાર્થની ધારણા કરવાને અંતઃકરણ રૂપ તથા સ્થુળ શરીર રૂપ ગાડુ જોડયું અને નિર્મળ હ્રદયમાં કલ્પના રૂપ ચિત્ર ચેતનને ગાડા રૂપી હ્રદયમાં સ્થાપન કર્યું,

બાવળના ઝાડથી થએલા ગાડા રૂપ ઉપર વીવેક બળથી પવિત્રતા થઈ અર્થાત વિષ વિકારથી ન્યારો રહેલો સ્વતંત્ર હોય અને તેઓનું ચાલવા દેતો હોય નહી તેવી રીતે વિકારને જીતેલા વિવેકે ગાડાને પવિત્ર કર્યું;

શ્રી રણછોડજીને મુકીને બોડાંણો સ્વર્ગ ધામ ગયો; એતો વૈકુંઠ રૂપી અચળ ધામમાં શુદ્ધ સાત્વિક વિવેકનો નિવાસ થયો.

વળિ ગંગાબાઈ એતો પવિત્ર પ્રજ્ઞા રૂપી તથા પ્રજ્ઞાથી થતા શુભ કાર્ય ફળ ભક્તિરૂપ ગંગાબાઈ કહિયે છીએ અને તેની કૃપાથી હરીભજન કરવામાં શરીરનાં રૂવાટાં આનંદથી ઉભાં થાયછે, હે ભાઈયો! અત્યારે તો આપણે આ ગોમતી શરોવરની તીરે બેઠા છઈએ તે, ગોમતી પ્રકૃતિ માયા રૂપ તથા પ્રકૃતિ કૃત આવર્ણ ગોમતીછે,–એ ગોમતીમાં–પ્રકૃતિ કાર્યમાં નિવાસ કરનારો બ્રહ્મ ચેતન એજ શ્રી રણછોડરાય છે અને એના દર્શન થવાથી માથા ઉપર ચઢી

ગયેલું દેવું મટિ જાય છે દુખ રૂપી દેવામાંથી છોડાવનાર રણછોડરાય એજ ઋણ મુકતેશ્વર ભગવાન છે:

ધનદત્ત અંતે માહારાજને કહ્યું કે હે ગુરુદેવ ! દેવાદાર કોણ થાય છે !

ત્યારે અંધ માહારાજે કહ્યું કે દેવું શું અને તે દેવાનો કોણ દેવાદારછે એમ જ્યારે નક્કી કરી મુકયુંછે ત્યારે હું પણ કહુંછુ કે વારંવાર જન્મ લેનારો જીવછે, તે જીવ જન્મ લઇને કર્મ કરનારો છેજ તેથી તે કર્મ ભોગવનાર જીવ, કર્મ રહિત થવાની જ્યારે ઇચ્છા રાખે ત્યારે તે કેટલાક કાળ સુધી અજન્મા રહે છે માટે તે જીવ કર્મ કરવા વાળાને પ્રજ્ઞાનથી જ કર્મ નષ્ટ થાય છે માટે તે જીવનું વારંવાર જન્મનુ અને કર્મ ભોગવવાનુ જે દેવું છે તે દેવામાંથી મુકત કરાવનાર પ્રજ્ઞાન બ્રહ્મ ચેતન છે જ્યારે જ્યારે કર્મ નાશ પામે છે ત્યારે ત્યારે તે જીવ ઘણા કાળ સુધી કર્મ મુકત થએલો બ્રહ્માનંદમાં મગ્ન રહીને સમીપજ રહે છે. માટે કર્મ રૂપ ઋણથી મુકત કરનાર ઇશ્વર છે તેથી રણછોડરાય કહેવાયા છે; તે રણછોડરાય (મોહ આવરણથી તથા મિથ્યા આશાના તરંગમાં ભ્રંગની માફક ભટકનારા મોહાંન્ધ જીવરૂપ દ્વારકાંવાશી ગુગળી પુંજારી બ્રાહ્મણોને દેખાય નહી, તે મોહાંન્ધી બ્રાહ્મણોને ગોમતી રૂપ માયાકૃત આવર્ણ રૂપ અંતરપટ જણાયાથી રણછોડરાયને તે બ્રાહ્મણ પુજારીયો જોઇ શકયા નહી, તેમણે પ્રયત્ન કર્યું છતાં તે ગોમતીમાંથી નીકળ્યા નહી પણ પવિત્ર ગંગાબાઇ પ્રજ્ઞા રૂપી છે તેથી તેંણીએ રણછોડરાયનાં દર્શણ જળમાં પણ કર્યાં હતાં ચેતનને જાણનારો જેમ ચેતનથી દુર નથી તેમ ચેતન બ્રહ્મ ઇશ્વર રૂપી રણછોડરાયથી ગંગાબ્હેન પાસેજ હતી; માટે ગંગાબાઇએ સ્થાપન કર્યું હતું ને સ્થાન દૂર છતાં તેણીના હદ

બગાં અચળ રહ્યુ તે ગંગા કોણ કે આ શરીરમાં પ્રજ્ઞા છે તેજ અંતઃકરણને પવિત્ર રાખીને અચળ સ્વરૂપને ધારણ કરે છે.

આંધળાએ નેત્ર મટમટાવીને કહ્યું કે હે ભાઇ એ પ્રકારે અધ્યાત્મ જ્ઞાનથી શ્રી ડંકપુરેશ્વર દેવ શ્રી રણછોડરાયને જોઇશુ અને આનંદ કરશુ જે પ્રભુ તમારૂં કલ્યાંણ કરો વળિ આ સંક્ષેપ સારને અધ્યત્મક ડંકપુર કથા સમઝશો તો પણ ઠીક લાગશે; પેલા ધનપતિને શ્રદ્ધાવાળો જાંણીને વિશેષમાં અંધ મુસાફરે કહ્યું કે હે બાપુ. પુર્વના બુદ્ધિવાન ધર્માચાર્યોના હૃદયમાં ધર્મ પ્રવર્તાવવાને કેવા પ્રકારના વિચાર હતા ! એનો નિશ્ચય સત્વ રજો અને તમો ગુણ એ ત્રણે ગુણને આધારે જુદા જુદા અર્થ કરે છે જેવી રીતે કેટલાક અપવાસના વ્રત છે તથા એકાદશિ માહાત્મ પણ લખાયા છે તેમજ યાત્રાઓનો મહિમા લખ્યો છે એ તમામ ઉપર જયારે સત્વગુણી માણસ હશે ત્યારે એવો વિચાર કરશે કે એ તમામ વ્રત મનને સાધીનમાં રાખવાને માટે છે;

રજો ગુણી હશે તે એમજ કહે શે કે અપવાસ કરીને શા મારે પંચ કોસ મય પ્રાણને દુઃખ દેવુ જોઇએ ! જયારે અન્ન કોષ અન્નથી સંતુષ્ટ પાંમે છે ત્યારે ઉદ્યોગ કરવાનું સુઝી આવે છે વળિ હરિભકિત કરવાનું પણ મન થાય છે; તેમજ સારા સારા સુખ વિલાસમાં પડવાને આનંદ થાય છે તેમજ સંત પુરૂષોની શેવા કરાય છે જો કે પાંચ સાત અપવાસ કરવામાં આવે તો શરીર નિર્બળ થાય છે નેત્રમાં ખાડા પડે છે શકિત ઘટે છે સ્મર્ણ શકતી કમી થાય છે ઉઠી કે બેશી શકાતુ નથી પણ ચકરી તથા ફેર આવે છે આંખ્યેથી બરાબર દેખાતુ નથી તેથી લીલાં પીળાં થઇ જાય છે મસ્તક દુખે છે પેટમાં અનેક પ્રકારના બીજા રોગ ઉત્પન્ન થાય છે વિર્ય નાશ પાંમે છે. સંતાનની

ઉત્પતી થતી નથી અને છેવટે રીબાઇ રીબાઇને મૃત્યુ ભો ગવવું પડે છે માટે સુષ્ટી સૌંદર્યતા નેત્રથી જોવીજ જોઇયે કાનથી હરેક રસીક વાત સાંભળવી જોઇએ. અને સુંદિર સુખગલની પથારીમાં શા માટે ન સુપ રહીયે ? શા માટે દુખ ભોગવવું જોઇએ ! શા માટે સુખ ભોગ વિલાસ ન ભોગવિયે ! માત્ર એટલુ ખરૂ કે કપટ પ્રપંચ • અને નિર્દયતા કોઇના ઉપર વાપરવી નહી માટે અપવાસ કરવામાં કાંઇજ ફળ નથી અને અપવાસથી મનની એકા ગ્રતા થતી નથી પણ ભક્ષણ કરવાના પદાર્થ પેદા કરવામાં અને સુધા શાંન્ત કરવામાંજ મન ભટકે છે આ પ્રમાંણે રજો ગુણી અભિપ્રાય બતાવશે.

અને રજો ગુણથી પણ ઉલટી રીતે વર્તુણુંક માટે તામસ ગુણ તૈયાર થશે.

માટે આ શરીરમાં પ્રકૃતિ કૃત પંચિકૃત ભુત ભુતનું જે શરીર છે તેમાં પાંચ તત્વના જે જે પ્રકારના ધર્મો રહ્યા છે તે પ્રમાંણે કર્મ ભોગવાય છે

માટે હે શેઠ આ દુનિયામાં મનુષ્ય દેહ પ્રાપ્ત કરીને ઉતમ ગુણનુ સંપાદન કરવું. એજ તેના જન્મનું ભુષણ છે.

વળિ, સત્ય, સદાચાર, દયા, વિવેક, ઉદારતા, ક્ષમા, ધૈર્યતા. સતસંગ શ્રદ્ધા, સમદર્શ દ્વેશ રહીત અને પરોપકાર મન આ પ્રમાંણે જેઓ આ દેહમાં ઉતમ ગુણ રાખીને સદવર્તનથી ચાલે છે તેઓના જેવા આ જગતમાં કોઇ પુ ણ્યશાળી નથી.

માટે હે ભાઇઓ ! જો કે તમને ઇશ્વરે આપ્યું છે તો તેમે પરોપકાર કરો અને આ પ્રમાંણે ઉત્તમ ધામમાં આવી ને પવિત્ર સાકાર મુર્તીનું ધ્યાંન ધરીને તે નિરાકાર પરમા

ગાને જાણવાને તે ધ્યાન તરફ લક્ષ આપો એટલે સર્વે પ્રકારના ઉત્તમ ફળને પામશો,

હે ભાઇ હવે રણછોડરાયજીનાં દર્શણ કરવાને માટે પ્રાતઃકાળનાં અત્યારે રાજ ભોગનાં દ્વાર ખુલ્લાં થયાં હશે માટે ઘણાજ આનંદ સાથે તેમનાં દર્શણ કરો, અને તમારા નેત્રને પવિત્ર કરો આ પ્રમાણે કહીને નેત્ર ગટમટાવતો અંધ મુસાફર બોલતો બંધ થઇ ગયો તેગજ પ્રાતઃકાળમાં રણછોડરાયજીના મંદિરમાં ઘંટ વાગવા માંડયો એટલે યાત્રાળુ લોકો શ્રદ્ધા પુર્વક જય રણછોડજી એમ બોલતા બોલતા અતિ સત્વરથી દોટ મુકીને દર્શણ કરવાને માટે મંદિરમાં પ્રવેશ કરવા લાગ્યા અંધ મુસાફરની પાસે જે માણસો બેઠા હતા તેઓને જો કે તે અંધ મુસાફરના વાણી વિલાસથી રસ પડયો હતો ખરો તોપણ તેઓ દર્શણ કરવા સારૂ તમામ ત્યાંથી ઉઠી ચાલ્યા ગયા હતા; એટલે મુસાફરભાઇ ત્યાંથી ઉઠીને જય જગદિશ્વર એમ બોલીને આગળ ચાલવા લાગ્યો ભત્રિજાએ તે વૃદ્ધ આંધળાનો હાથ પકડયો અને ગામની ભાગોળ ભણી જઇ પહોચ્યા.

ગામની ભાગોળે ખાખી લોકોનો બે દીવશથી અખાડો ઝામ્યો હતો; તેઓનાં ટોળાં જુદાં જુદાં હતાં તેઓએ લાકડાનાં બોથાં સળગાવીને તે ધુણી ઉપર પદ્માસન વાળીને બેઠા હતા, અગ્નિ કુંડ ઉપર મોટી મોટી ચલમો અને લાંબાં ચીમટા હતા, દરેક ખાખી સાધુએ પોત પોતાની વીસ્તાર વાળી છત્રિ નીચે બેઠા હતા અને પોત પોતાની બેઠકના થડમાં ધુણી ધિકાવી હતી આ પ્રમાણે ડાકોરના ગોંદરામાં એક મોટી છુટી જગોમાં શોભા થઇ રહી હતી તેમાં કોઇ ખાખી ઉંધા મસ્તકથી રહીને રામનામની માળા ફેરવતો હતો તો વળી બીજો કોઇ અબધુત બનીને સ્થિર આસન

ઉપર જાણે સમાધી લગાવી હોય તે પ્રમાંણે બેઠો હતો; વળિ કોઇ તો બે હાથ ઉંચા કરીને બેશી રહ્યો હતો કોઇએ પોતાના હાથમાં તુળશી વાવીને તે હાથ ઉચો રાખીને બેઠો હતો કોઇતો રામ રક્ષા સ્તોત્રનો પાઠ કરતો હતો; કેટલાક તો ગાંજાની ચલમ હાથમાં પકડીને દમમારીને ધુણી કાઢતા હતા, કેટલાક રામ સ્તુતિના કિરતન કહિ રહ્યા હતા એવા ખાખી લોકો પાસે ડાકોરમાં રહેનારા કેટલાક લોકો ગાંજો પીવાની લાલચે બેઠા હતા આ પ્રમાણેના મંડળ તરફ અના યાસ સુરદાસ અંધ મુસાફર પોતાના ભત્રિજાની સાથે આવી પોહોચ્યો; એટલે તે સ્થળ આગળ કેટલાક લોકોનો સોર બકોર સાંભળીને અંધ મુસાફરે પોતાના ભત્રિજાને કહ્યું કે હે બાપુ ! આ તરફ શાંનો કલબલાટ થઇ રહ્યો છે.

ભત્રિજો બોલ્યો કે, કાકા અહિયાં ઘણા ખરા ખાખી લોકોનો ઉતારો છે અને તેઓ મોટા મોટા છત્રની છાયા કરીને તે નીચે ધુણી ધકાવીને બેઠેલા છે તેમાં કેટલા ઉંધા મસ્તકથી તપ કરે છે કેટલાક પલાંઠી વાળીને નીચી નજરે જોઇ રહ્યા છે કેટલાક પુસ્તકો વાંચે છે; કેટલાક ગાંજો કસીને દમ મારે છે પણ હે કાકા ! આ તમામ ખાખી લોકો ગાંજો શા માટે ફુકતા હશે !

કાકાએ કહ્યુ કે મનેતો એમ લાગે છે કે તેમની એકાગ્ર વૃત્તિ ગાંજાથીજ થતી હશે;

ભત્રિજો—ગાંજાથી કદાચ એકાગ્રવૃત્તિ થતી હોય તો તેઓ વસ્તીમાં આવીને એકાગ્રવૃતિમાં કયા વિશયને તેએ ધારતા હશે !

કાકો—હે ભાઇ ! બાળી રોટી અને દુધપાક ઉપર તે મની પ્રીતિ હોડાવતા હશે;

બલિજી—હા, કાકા, તમારૂ બોલવુ ખરૂ છે જ્યારે આ તરફ નજર કરીયે છીએ ત્યાને તમારા કથા પ્રમાણે જ જણાય છે, કેમકે તે ખાખી મંડલના સાધુ લોકો દુધ ના તાવડામાં વારંવાર તાવેનો ફેરવ્યાં કરે છે અને ગાથાન માં મસ્ત રહેનાર ગુણી માંણુસોને પણ તે સાધુ લોકો આ નંદ આપનારા છતાં અત્યારે તેઓ માલપુવા ઉતારે છે;

કાકાએ કહ્યું કે ચાલો ત્યારે બે ઘડી ગંમત કરવા સારૂ જરાક ત્યાંજ બેશીશું.

આ પ્રમાંણે નિર્ણય કરીને અંધ મુસાફર ખાખી લોકો ના મંડળમાં પોતાના બલિજી સાથે જઇ પોહોચ્યો અને રામ રામ રામ રામ કહીને એક વિદ્વાન ખાખીની પાસે સુરદાસ બેઠો સુરદાસને દેખતાંજ એક ખાખી મહારાજ જય નરસંગ એમ કહીને તેને પોતાની સાંમે બેસવાને સંભળાવ્યુ સુરદાસ મુસાફર તો ત્યાંજ બેશી ગયા ધુણી ઉપર બેઠેલા ખાખીએ સુરદાસ મુસાફરને પ્રસન કર્યો કે સુર દાસજી ! તુમ કાહેકો ઇધર તિધર ભટકતે હો ! કયૈકી તુમ વૃદ્ધ હો ગયે હો, ઓર આંખુસે દેખનેભી નહી, ઇસલિયે રામ નામકા સુમિરન કરકે એકહિ જગહ મેં બેઠ કે આ નંદ કરો,

અંધ મુસાફર બોલ્યો કે માહારાજ ! આપ જેવા મા હાત્માઓનાં નિર્મળ વચન મારા કાનમાં પ્રવેશ કરે છે એ જ માહારી મુસાફરીનું સાર્થક છે,

અંધ મુસાફરની નિર્મળ વાણી સાંભળી ને ખાખી બાવા માહારાજ પ્રસન્ન થઇ ગયા અને કહ્યું કે બહુત આચ્છા તુમભી મહાત્માહો ઇસલિયે શ્રી નરીસંગ મહારાજકા પ્રસાદ અપને સાધુમંડલમેં હોતાહૈ વહાંઇ લે લેના ઓર તુમ યાંઇ ઠેર જાઓ;

અંધ મુસાફર બોલ્યો કે માહારાજ ! અમારેતો તમારી વાણીતોજ પ્રસાદ જોઇએ અને તે પ્રસાદથી અગારૂ કઠોર હૃદય કાંઇક નરમ થાય,

ખાખી બાવાએ કહ્યુ કે એ સબ વાત ક્ષુધા કો શાંન્ત કીયે પીછે સમઝમેં આતી હૈં ઇસ લીયે પહિલેંતો તુમ અપની ક્ષુધા કો શાંન્ત કરો;

આ પ્રમાંણે વાત કરે છે એટલામાં એક વાંણીયો ત્યાં આગળ આવી પોહોચ્યો અને તેંણે તુરતજ ખાખી બાવાના ચરણમાં મસ્તક નમાવીને બસે રૂપીયાની થેલી મ્હોં આગળ મુંકી દીધી ત્યાર પછી હાથ જોડીને કહેવા લાગ્યો કે હે માહારાજ આ રૂપીયા બસેહ છે તે આપના ભંડારાના ખરચ માટે આપના પવિત્ર ચરણમાં મુકુછું;

ખાખી બાવાએ મંદહાસ કરીને તે આવનાર વાણીઆ સાંહાંમે દ્રષ્ટી કરીને કહ્યુ કે વાહ વાહ, કયા તુમ હમેરી મશ્કરી કરને હો ! હે શેઠ ! તેરી પાસ પચાસ લાખ રૂપીયા દમ નગદ હય ઓર વાર્ષીક મેદાશ દો લાખ રૂપયેકી ચલી આતી હય તોભી તુ કેવળ કંજુસ હોકર ઐક ભિખારીકી માફક દોસેહ રૂપૈયે રખકર હમકો સમઝાતા હય, તમ તમારે રૂપીયા ઉઠાલો ઓર ચાહે સો કરો હમકુ તુ એકલા શિષ્ય નહી હય.

હે બનિયા ! તુ ક્યા દેને વાલાથા ! અબિ હમ જોધપુરમેં ચલે આતે હય ઓર ઇસ જોધપુરમેં રાણીજીને હમકો બીસ હજાર રૂપયે ભંડારેકા ખર્ચકા દિયા હમ બુંદી કોટાવાલેને દસ હજાર દીયે હય પતીયાલાવાલેને એક હત્તી ઓર ગાંવ દીયે હયે અયે એ કદર ઉઠા લેના તેરા રૂપયે હમકો કંજુસ ઔર પાજીકા પાયસા માફક નહી હક;

ખાખી બાવાએ આ પ્રમાંણે કહીને લાલ નેત્ર કર્યાં તે સાથે તેના ચેલાએ ગાંજાની ચલમ ભરી હતી તે, ચલમ હાથમાં પકડીને ઉપરા ઉપરી ચાર પાંચ દમના સપાટા મારી લીધા વાંણીયો બિચારો ગભરાઇ ગયો તેંણે જાણ્યુ કે માહારાજનો માહારા ઉપર કોપ થયો માટે હવે કાંઇક વધારે નાંણું આપવુ જોઇયે એમ વિચાર કરીને પોતાની પાસે ઉભા રહેલા ગુમાસ્તાને કાંઇક કાનમાં બે શબ્દો કોઇ જાણે નહી તેમ કરી દીધા એટલે ગુમાસ્તાએ બીજા આકડસે રૂપીયાની થેલી મંગાવરાવી એટલે એક હજાર રૂપિયા પુરા કર્યા પછી ખાખી મહારાજના ચરણાર્વિંદમાં તે પગે લગ્યો ખાખી માહારાજ પ્રસન્ન થયા તેમણે એક વિભુતીનો ગોળો પેલા શેઠને આપ્યો; અને આશિર્વાદ દીધો આ પ્રમાંણે ઉપરા ઉપરી શેઠકો તરફથી નાંણાં આવવા લાગ્યા, જેઓ પૈસા આપવાને શકતીવાંન હતા તેઓની પાસેથી જોશભેર શબ્દો વાપરીને રગડો રગડીને નાંણાં કઢાવવા માં ડયાં હતાં; આ કાંમ બપોર થયા એટલે અટોપાઇ ગયું. શેઠક માત્ર મસ્તક નગાવીને તથા ખાખી બાવાનુ મન પ્રસન્ન કરીને પોતાને સ્થાનકે ગયા પછી બીજુ કોઇ રહ્યું નહી એટલે અંધ મુસાફરે હાથ જોડીને ખાખી બાવાને કહ્યું કે હે માહારાજ ! શેઠકો પાસેથી રગડી રગડીને પૈસા કઢાવવાનું કામ સાધુનુ નથી તેમજ તેઓનાં મન દુખાવીને

લીધેલુ દ્રવ્ય તથા તેમનું અન્ન પણ ખાવું યોગ્ય નથી માટે હવે હુંતો આપને નમસ્કાર કરીને ચાલ્યો જાઉછુ.

અંધ મુસાફરનું વચન સાંભળીને ખાખી બાવાને ક્રોધ ચઢયો અને તેમણે નેત્ર ફેરવીને કહ્યું કે અરે ગમાર! જિસ મુજબ તુ અંધ હય ઇસ મુજબ તેરા હૃદય ભી અંધહય તું હમારે જૈસે સાધુકી નિંદા કરતા હય ઇસ પાપસે તુ ઇસ અવતારમે અંધા હો ગયા હયે; તુ હમ સાધુ લોગ કે પરાક્રમકો નહિ જાનતા હય હમ ચાહે એસા કાર્ય કરસકતે હયે એક ઘટિકામેં હજાર કોસ દુર જા સકતેં હયે તુ અજ્ઞાની અંધ હમકો ક્યા જાનસ કે! પરાક્રમ હોતાહય તબ રાજા જૈસાભી હમકો માનતે હયે, હમારેમે કુચ્છ ભી જવાહીર હય તો સબ લોગ હમારે પાઉમે સિર ઝુકાતે હયે ઓર તુંતો સ્વાનકી મિસાલ હમકો કયા કહેતા હય ઉઠ્ઠજા હાંસે ખબરદાર જો હમારી પાસ આયાતો ઇસ ડંડેસે તેરી હડીયાં તોડ ડાલેંગે આ પ્રમાંણે ક્રોધ મુદ્રાથી અંધ મુસાફરને ખાખી બાવાએ કહ્યું એટલે અંધ મુસાફર પોતાનું મસ્તક નમાવીને ત્યાંથી બીજે ઠેકાણે ચાલતો થયો;

પરગામનો રહેનાર જે વાંણીયાએ અંધ મુસાફરના મુખથી ગોમતી શરોવર કિનારે અધ્યાત્મ ડંકપુર માહાત્મ સાંભળતો હતો તે વાંણીયો અચાનક મળી આવ્યો તેંણે પેલા અંધ મુસાફરના ચરણમાં મસ્તક નમાવીને આગ્રહ સાથે પોતાને ઉતારે લઇ ગયો પછી ભોજન વખતે તેમને જમવા સારૂ બેસાર્યા, પોતે એક અઠવાડીયું રેહેવાનો હતો તેથી અંધ મુસાફરને પોતાની પાસેજ રહેવાને માટે તેંણે વિનંતી કરી મુમુક્ષુ વણિકનું પ્રેમાળ હૃદય જોઇને તે વાત મુસાફરે સ્વિકારી સાયંકાળ થયો એટલે તે અંધ મુસાફર

પોતાના ભત્રીજાના હાથમાં લાકડી આપીને સંત લોકોના ઠેકાણાંમાં ભટકવાને માટે નીકળી પડયો;

તે મુસાફર ઠેર ઠેર ભટકયો પણ તેનું મન માન્યું નહી રસ્તામાં ચાલતાં ચાલતાં બડબડવા લગ્યો કે અરેરે ! શા માટે વેષ ધારીની માફક વેશ લઇને સાધુનો ખેલ ભજવતા હશે ! જેવી રીતે આ જગત જુઠું છે તેવી રીતે ખેલ પણ જુઠોજ છે; અરરરર, સાધુત્વ વૃતિ તો કયાંએ જણાતી નથી પણ માત્ર સાધુનો વેશજ જણાય છે ખરૂ રત્ન હાથમાં સાંપડતુંજ નથી જયાં ત્યાં એટલા ઉપર પાથરવાના પથરા હાથમાં આવે છે જયાં ત્યાં માયાની જાળમાં ફસાઇ ગએલા લોભીયા, અને પોતાની કીર્તી વધારવામાં ઇચ્છા રાખનારાં ઢોંગી તથા ફિતુરી સાધુ તથા ખાખી લોકો નજરે પડે છે પોતાના ઠરાવેલા શેવકો પાસેથી પૈસા ઉઘરાવીને પોતાનું પેટ ભરવામાંજ સમજયા છે ગાંજાની ચલમો ભરીને મસ્ત રહેવામાંજ તે આનંદની પ્રાપ્તી માનનારા જણાય છે તેવા ઢોંગી અને મોહાંન્ધી ગુરૂ પોતાના શેવકોને ડુબાવશે કે તારશે એ બાબતની કલ્પના કરવાની કંઇપણ જરૂર રહી નથી શિવ શિવ શિવ શિવ; આટલું બોલીને વૃદ્ધ ડોસો નેત્ર મટમટાવતો મટાવતો એક વૃક્ષ નીચે ઉભો રહ્યો;

વૃદ્ધને દોરીને લઇ જનાર ભત્રીજો મહાગુણી ચતુર, અને વિદ્વાન હતો તેણે ડોસા પ્રત્યે નજર કરીને કહ્યું કે પિતાજી ! બ્રહ્મ જ્ઞાનને જાણનાર જગતથી દુર રહેનારા પર માર્થી સાધુ ઠેર ઠેર જોવામાં આવતા નથી માટે હવે આપ વિશેષ ફરવાનો પરિશ્રમ શા માટે લ્યોછો ?

વૃદ્ધ બોલ્યો—બેટા ! જ્યાં માત્માનું સ્થાન હોય ત્યાં કોઇ પણ મહાત્મા આવી ચઢે છે; જ્યાં ખાંડ હોય ત્યાં

જોકે અનેક પથ્થર હોય છે પણ તેમાંથી રત્ન નીકળી આવે છે હે ભાઇ ! આપણો પોતાનો એકલોજ અનુભવ શા કામનો અનુભવી અને જ્ઞાની પુરૂષોની સોબતથીજ સત્તા પ્રાપ્ત થાય છે. યોગ વિદ્યામાં મહા કુશળ યોગી પુરૂષો યોગ માર્ગમાં મસ્ત રહીને જે ક્રીયા કરે છે તે ક્રીયા અજ્ઞાની પુરૂષોને અદભુત લાગે છે. હજુ તો જાણવાનું ઘણું છે પરંતુ બતાવનાર કોઇ નથી; હે ભાઇ ! શોધવાથીજ વસ્તુ જડે છે. ઉદ્યોગ કરવાથી પ્રાપ્ત થાય છે. અનુભવથી અનુભવાય છે. તર્કથી ઓળખાય છે, ન્યાયથી નીશ્ચય થાય છે પરંતુ વસ્તુ જ્ઞાન સંકલનાનો અનુભવ પુરેપુરી રીતે સાદ્રશ્ય અને સપ્રમાણ મળે તો તેથી જે આનંદ પ્રાપ્ત થાય છે તેવો આનંદ બીજી રીતે મળી શકતો નથી.

ભત્રીજો બોલ્યો—પિતાજી ! હવે તો દીવા બત્તીનો વખત થશે. માટે પેલા વણિકને ઉતારે જઇ પોહોચીયે તો ઠીક કેમકે આપણે ડંકપુરથી સરાસરી એક કોસ દુર આવી ગયા છીએ, હજુ બે ઘટીકા દીવસ છે તેથી ત્યાં પોહોચતાં પોહોચતાંમાં દીવા બતિનો વખત થશે માટે આપની આજ્ઞા હોય તો હવે ગામ ભણી ચાલવા માંડશે;

કાકા ભત્રીજાનો એકત્ર વિચાર થયો એટલે તે બન્નો ગામ ભણી ચાલવા લાગ્યા. જરાક દુર ગયા એટલે એક પીપળાના ઝાડ નીચે એક સાધુ પડી રહેલો પેલા ભત્રીજાની નજરે પડયો તે સાધુ ભણી સેજ સાજ ભત્રીજાની નજર ગઇ, ત્યારે જણાયું કે તે સાધુના અંગ ઉપર તમામ જગોએ પતનો રોગ હતો, સઘળા શરીરમાંથી દુર્ગંધ છુટતી હતી, તે સાથે સઘળાં ચાઠાંમાંથી મલિન પાણી ઝર્યાં કરતું હતું. ઘણી ખરી જગોએ ચાંમડી ફાટીને તેમાંથી પરૂ અને

રૂધીર વહેતુ હતું. અને તે તે જગ્ગોએ ખાડા પડી ગએલા હતા, તે ખાડાઓમાં કેટલાંક ઝીણાં ઝીણાં તાંતણા જેવાં જીવ ખદબદ કરી રહેલાં હતાં તે જીવ જમીન ઉપર પડી જતાં હતાં ત્યારે તે જીવને ધીરે રહી ઉપાડીને તે સાધુ પોતાના અંગમાં ફાટી ગએલા ભાગમાં જ્યાં પરૂનો જથો હતો અને જેમાં જીવ ખદબદ કરી રહ્યા હતા તેમાં ગોઠવતો હતો; તે સાથે જય પરમાત્માને નમઃ એમ બોલ્યાં કરતો હતો; તે સાધુનાં નેત્ર જમીન ઉપર નજર કરી રહ્યાં હતાં; તેના અંગ ઉપર વસ્ત્ર નહોતું, એટલે તે નગ્ન હતો. તેથી જમીન ઉપર પાથરવાનું તો હોયજ શાનું ! તે જમીન ઉપરે પડી રહેલો હતો, તેના શરીર ઉપર ઠેર ઠેર દુર્ગંધ પરૂ અને જળનો પ્રવાહ છુટયાં કરતો હતો. સુમારે દસ દસ અને વીસ વીસ કદમ દુર સુધી ચમારના કુંડની માફક દુર્ગંધ છુટયાં કરતો હતી, તેથી તેની પાસે કોઇ ઉભુ પણ રહી શકે તેમ નહોતું; એટલુંજ નહી પણ તેના અંગ ઉપર સેંકડો મક્ષિકા વળગી પડી હતી; તો પણ તે માખ્યોને ઉડાડતો નહોતો જાણે પોતાના શરીરની કે વેદનાની કે શારીરીક ઉપાધીની વીગરે કોઇ જાતની પણ પરવા હોય નહી તેવો દેખાતો હતો, પેલા અંધ મુસાફરે પોતાના ભત્રીજાને કહ્યું કે બેટા! શું આ તરફ ચમાર લોકોનાં કુંડ છે કે શું. કેમકે દુર્વાસ બહુ આવે છે.

વૃદ્ધ કાકાનું વચન સાંભળીને ભત્રીજાએ કહ્યું કે પિતાજી! મનેતો આ જગોએ વિચિત્ર દેખાવ જોઇને ઘણુંજ આશ્ચર્ય લાગે છે. આ પ્રકારે કહીને પેલા સાધુની તમામ રિતિનું વર્ણન અથથી તે ઇતિ સુધી પોતાના કાકાને કહી સંભળાવ્યું.

ભત્રીજાના મુખથી હકીકત સાંભળતાંજ અંધ ડોસાને ઘણુંજ આશ્ચર્ય લાગ્યું; તે સાથે ઘણા વિચારના તર્કમાં ગર્ક થઇ ગયો; તે સાથે ચાલતાં અટકી ગયો; અને ઉભો રહ્યો ડોસાએ ભત્રિજાને આજ્ઞા આપી કે તે સાધુની પાસે આપણે જવુંજ જોઇએ. અરેરે! એ એવો કેવો દયાળુ અને જ્ઞાની સાધુ છે કે પોતાના શરીરમાં ઉત્પન્ન થએલા જીવને પોતાના શરીરમાંજ ગોઠવે છે! શું તે સમઝીનેજ એમ કરતો હશે કે હઠ જ્ઞાનથી કરતો હશે! અહાહા! તેના શરીરમાં એટલું બધું દરદ છે છતાં તે દરદની પણ પરવા રાખતો નથી એ તેનામાં કેટલી બધી ધીરજ છે! આહાવો વિચિત્ર સાધુ તો કદી જોવામાંજ આવ્યો નથી માટે ચાલો તેની પાસે જઇને કંઇક પુછીએ. પુછતાં સાર મળી આવે તો ઠીક છે નહિતો ત્યાંથી આપણે ચાલ્યા જઇશું.

ભત્રીએ કાકાને કહ્યું કે પીતાજી! હજુ ડંકપુર એક કોસ દુર છે; છતાં કદાચ તમે આ જંગમ સાધુ સાથે વાત કરવા રોકાઇ જશો.તો પછી અંધારૂં થઇ જશે જેમાં હું પણ અજાણ્યો છું.

ભાઇ! મળેલા તકને ખોવો નહી દરદી માણસ પાશે ઉભા રહેવું એ આપણો સનાતન ધર્મ છે; જો કે તે સાધુ આ જગોએ નિર્ભય થઇને પડી રહેલો છે તો પછી આપણે ભય શા માટે રાખવો જોઇએ, જ્યારે આ સાધુ જગત કરતા ઇશ્વરનો આધાર રાખી રહેલો છે. ત્યારે આપણે શા માટે ઇશ્વરનો ઇતબાર ન રાખવો! બેટા! કેવળ પો

તાનો સ્વાર્થ દુઃખ દાયક છે માટે આપણે ત્યાંજ જરાક ઉભા રહીએ અને પુછીએ."

વૃદ્ધ કાકાની જે પ્રમાણે આજ્ઞા થતી હતી તે આજ્ઞા ભત્રીજો શુદ્ધ અંતઃકરણથી પાળતો હતો. તેથી તે ભત્રીજો કંટાળો નહી લાવતા પેલા દરદથી ઘેરાયલા સાધુ ભણી પોતાના કાકાના હાથની લાકડી હાથમાં પકડી તેમને દોરીને લઇ ગયો અને એક બાજુએ ઉભા રહ્યા;

આ બન્યોને આવતા જોઇને તથા તેમને ઉભા રહેલા જોઇને પેલો દરદથી ઘેરાયલો સાધુ સારી પેઠે ખડખડ હસવા લાગ્યો, તે સાથે મોટા સ્વરથી બોલવા લાગ્યો કે સાબાશ, સાબાશ, ક્યા બાત હે. વાહ. વાહ, ખુબ મઝા આતી હે, ખુબ લહજત આતી હે; આ પ્રમાણે બોલીને તે સાધુ ચુપ થઇ ગયો.

અંધ મુસાફર એકદમ વિચારમાં પડી ગયો દરદી સાધુના મુખમાંથી નીકળેલા શબ્દનો ભાવાર્થ કળી શકાયો નહી તેણે માહારી સ્થીતી ઉપર કહ્યું કે કેમ! અથવા તો આવા શબ્દ કેમ કહ્યા હશે વળી ખુબ લહજત આતીહય, એ શું હશે; વાહ વાહ શું, શાબાશ શું કોને સાબાશી, અરે તે શબ્દ કોહોને માટે હશે? આ પ્રમાણે વિચાર કરતો ડોસો નેત્ર મટમટાવતો ઉભો રહયો.

ડોસાએ પેલા સાધુને જયસચ્ચિદાનંદ "કહીને નમસ્કાર કર્યો, ત્યાર પછી હાથ જોડીને સાધુ પ્રત્યે કહેવા લાગ્યો કે હે મહાત્મા! તમે શરીરે બહુ દુઃખી છો વળી અંગ ઉપર

ભત્રીજાના મુખથી હકીકત સાંભળતાંજ અંધ ડોસાને ઘણુંજ આશ્ચર્ય લાગ્યું; તે સાથે ઘણા વિચારના તર્કમાં ગર્ક થઇ ગયો; તે સાથે ચાલતાં અટકી ગયો; અને ઉભો રહ્યો ડોસાએ ભત્રિજાને આજ્ઞા આપી કે તે સાધુની પાસે આ પણે જવુંજ જોઇએ. અરેરે! એ એવો કેવો દયાળુ અને જ્ઞાની સાધુ છે કે પોતાના શરીરમાં ઉત્પન્ન થએલા જીવને પોતાના શરીરમાંજ ગોઠવે છે! શું તે સમજીનેજ એમ કરતો હશે કે હઠ જ્ઞાનથી કરતો હશે! અહાહા! તેના શરીરમાં એટલું બધું દરદ છે છતાં તે દરદની પણ પરવા રાખતો નથી એ તેનામાં કેટલી બધી ધીરજ છે! આહાવો વિચિત્ર સાધુ તો કદી જોવામાંજ આવ્યો નથી માટે ચાલો તેની પાસે જઇને કંઇક પુછીએ. પુછવાં સાર મળી આવે તો ઠીક છે નહિતો ત્યાંથી આપણે ચાલ્યા જઇશું.

ભત્રીએ કાકાને કહ્યું કે પીતાજી! હજુ ડંકપુર એક કોસ દુર છે; છતાં કદાચ તમે આ જંગમ સાધુ સાથે વાત કરવા રોકાઇ જશો.તો પછી અંધારું થઇ જશે જેમાં હું પણ અજાણ્યો છું.

બાપ! મળેલા તકને ખોવો નહી દરદી માણસ પાસે ઉભા રહેવું એ આપણો સનાતન ધર્મ છે; જો કે તે સાધુ આ જગોએ નિર્ભય થઇને પડી રહેલો છે તો પછી આપ ણે ભય શા માટે રાખવો જોઇએ, જ્યારે આ સાધુ જ ગત કરતા ઇશ્વરનો આધાર રાખી રહેલો છે. ત્યારે આપણે શા માટે ઇશ્વરનો ઇતબાર ન રાખવો! બેટા! કેવળ પો

તાનો સ્વાર્થ દુઃખ દાયક છે માટે ચાલ્ય ત્યાંજ જરાક ઉભા રહીએ અને પુછીએ.'

વૃદ્ધ કાકાની જે પ્રમાણે આજ્ઞા થતી હતી તે આજ્ઞા ભત્રીજો શુદ્ધ અંતઃકરણથી પાળતો હતો. તેથી તે ભત્રીજો કંટાળો નહી લાવતા પેલા દરદથી ઘેરાયલા સાધુ ભણી પોતાના કાકાના હાથની લાકડી હાથમાં પકડી તેમને દોરીને લઇ ગયો અને એક બાજુએ ઉભા રહ્યા;

આ બન્યોને આવતા જોઇને તથા તેમને ઉભા રહેલા જોઇને પેલો દરદથી ઘેરાયલો સાધુ સારી પેઠે ખડખડ હસવા લાગ્યો, તે સાથે મોટા સ્વરથી બોલવા લાગ્યો કે સાબાશ, સાબાશ, કયા બાત હે. વાહ. વાહ, ખુબ મઝા આતી હે, ખુબ લહજત આતી હે; આ પ્રમાણે બોલીને તે સાધુ ચુપ થઇ ગયો.

અંધ મુસાફર એકદમ વિચારમાં પડી ગયો દરદી સાધુના મુખમાંથો નીકળેલા શબ્દનો ભાવાર્થ કળી શકાયો નહી તેણે માહારી સ્થીતી ઉપર કહ્યું કે કેમ ! અથવા તો આ હાવા શબ્દ કેમ કહ્યા હશે। વળી ખુબ લહજત આતીહય, એ શું હશે; વાહ વાહ શું, શાબાશ શું કોને સાબાશી, અરે તે શબ્દ કોહોને માટે હશે ? આ પ્રમાણે વિચાર કરતો ડોસો નેત્ર મટમટાવતો ઉભો રહયો.

ડોસાએ પેલા સાધુને જયસચ્ચિદાનંદ 'કહીને નમસ્કાર કર્યો, ત્યાર પછી હાથ જોડીને સાધુ પ્રત્યે કહેવા લાગ્યો કે હે મહાત્મા ! તમે શરીરે બહુ દુઃખી છો વળી અંગ ઉપર

વસ્ત્ર પણ નથી, તે સાથે શરીરના તમામ ભાગમાં પરૂ વહે છે તેમાં પણ અનેક જીવ પડી રહેલા છે. હે મહારાજ ! એવું અસહ્ય દરદ વેઠીને અહિયાં પડી રહેલા છો તે કરતાં અહિંથી નજીક ડંકપુર ગામ છે ત્યાં ચાલો તો તમારી શેવા પણ કરી શકીયે. માટે એ બાબત તમારો શો વિચાર છે ! તે કૃપા કરીને કહો.

અંધ ડોસાનું વચન સાંભળીને પેલો સાધુ ખડખડ હસવા લાગ્યો; કેટલીક વાર તેનું હસવું જારી રહ્યું, ત્યાર પછી કેહેવા લાગ્યો કે હે મુસાફર! ડંકપુર કયા ચીજ હય હમતો જહાં પડે રહેને હય વહાંઇ ડંકપુર હય; હમકો કો ઇભી પ્રકારકા દુઃખ નહી, નકુચ્છ દરદ કે નકુચ્છ વ્યાધી; તું જો કુચ્છ દેખતા હય વોહસબ નાશવંત હય; તબ દુઃખ કાયમેં રહા ! દુઃખ માનને વાલા કૌન હયે ! જો કોઇ માનને વાલા હય વોહ ઇસ બદનમે રહેતા હય લેકીન તટસ્થ હય; ઔર દુઃખ નહિ માનને વાલી હમારી દ્રઢ સંકલ્પ વૃત્તિ હય, હે ડોસા ! જૈસા તું અંધ હય ઔર કુચ્છભી દેખતા નહી, ઐસે મયભી ઇસ બદનકો દેખતા નહી; હમતો જંગલમેહી ભટકતે હય. વસ્તીમે આકર હમ કયા કરે ! વસ્તીકે લોગ હમારે કયા કામકે ! ઇસલિય તુમભી તુમ્હારે રસ્તે ચલે જાઓ હમકો આનંદ હે;

સાધુનાં વચન સાંભળીને ડોસો તુરતજ બેશી ગયો; ડોસાના હૃદયમાં શ્રદ્ધાએ નિવાસ કર્યો; આ વખતે વૃદ્ધ અંધને સહોજ આનંદ થયો. ડંકપુરમાં જવાની તેની વૃત્તિ

થઈજ નહી; જ્યારે ડોસો નિશ્ચલ થઈને બેઠો ત્યારે ભત્રિજાને ચટપટી થવા લાગી; આકાશમાં પશ્ચિમ દિશાએ સુર્ય પણ લયિ ગયો, અંધારૂ થવાની શરૂવાત થઈ; ડંકપુરમાં કેટલાક ખેડુ લોકો પોતાનાં ઢોર હાંકતાં હાંકતાં પ્રવેશ કરવા લાગ્યાં; આ સઘળો તમાસો જોઈને જુવાન ભત્રિજાએ કાકાને કહ્યુંકે પિતાજી હવે અંધારૂ થવા આવ્યું છે માટે તમારો શો વિચાર છે.

ડોસાએ કહ્યુ કે—બેટા ! હું જન્મ અંધને સદાએ અંધારૂજ છે, હે પુત્ર તું દરરોજ અજવાળુ અને અંધારૂ જોયાં કરે છે; પણ તે અજવાળુ અને અંધારૂ નામ માત્ર છે તે કરતાં આ માહાત્માના દરશનથીજ મારા હૃદયમાં અત્યારે અજવાળુ થયું છે. માટે હવેતો તેમના ચરણકમળથી દૂર થવા ઇચ્છતો નથી.

ડોસાનું વચન સાંભળીને ભત્રિજો કંટાળો ખાવા લાગ્યો; તે સાથે મનમાં બડબડવા લાગ્યો, પણ વૃદ્ધ કાકાએ તેના બડબડવા ઉપર કે કંટાળો પામ્યા ઉપર કંઇજ દરકાર રાખી નહી, ડોસાનો દુરાગ્રહ જાંણીનેભત્રિજો પણ જોડેજ બેઠો.

અંધ મુસાફરે પેલા દરદી સાધુને નમસ્કાર કર્યો, પછી બોલ્યોકે, હે દયાળુ આ અજ્ઞાની જીવને કોઇ પ્રકારે જ્ઞાન આપ એવી કૃપા કરોતો બહુ સારૂ, હું અંધ છતાં ઠેર ઠેર ભટકું છું, સંતોષ મળતો નથી, જંપ વળતો નથી, ઓળીયુ પ્રાપ્ત થયુ છતાં અશક્ત જે સ્થિતી રહી છે તે દેખાવ પણ

વગ્ર પણ નથી, તે સાથે શરીરના તમામ ભાગમાં પરૂ વહે છે તેમાં પણુ અનેક જીવ પડી રહેલા છે. હે મહારાજ ! એવું અસહ્ય દરદ વેઠીને અહિંયાં પડી રહેલા છો તે કરતાં અહિંથી નજીક ડંકપુર ગામ છે ત્યાં ચાલો તો તમારી શેવા પણુ કરી શકીયે. માટે એ બાબત તમારો શો વિચાર છે ! તે કૃપા કરીને કહો.

અંધ ડોસાનું વચન સાંભળીને પેલો સાધુ ખડખડ હસવા લાગ્યો; કેટલીક વાર તેનું હસવું જારી રહ્યું, ત્યાર પછી કેહેવા લાગ્યો કે હે મુસાફર! ડંકપુર કયા ચીજ હય હમતો જહાં પડે રહેને હય વહાંઇ ડંકપુર હય; હમકો કોઇભી પ્રકારકા દુઃખ નહી, નકુચ્છ દરદ કે નકુચ્છ વ્યાધી; તું જે કુચ્છ દેખતા હય વોહસબ નાશવંત હય; તબ દુઃખ કાયમેં રહા ! દુઃખ માનને વાલા કોન હયે ! જો કોઇ માનને વાલા હય વોહ ઇસ બદનમે રહેતા હય લેકીન તટસ્થ હય; ઔર દુઃખ નહિ માનને વાલી હમારી દ્રઢ સંકલ્પ વૃત્તિ હય, હે ડોસા! જેસા તું અંધ હય ઔર કુચ્છભી દેખતા નહી, એસે હમભી ઇસ બદનકો દેખતા નહી; હમતો જંગલમેંહી બટકતે હય. વસ્તીમે આકર હમ કયા કરે ! વસ્તીકે લોગ હમારે કયા કામકે ! ઇસલિય તુમભી તુમ્હારે રસ્તે ચલે જાઓ હમકો આનંદ હે;"

સાધુનાં વચન સાંભળીને ડોસો તુરતજ બેશી ગયો; ડોસાના હૃદયમાં શ્રદ્ધાએ નિવાસ કર્યો; આ વખતે વૃદ્ધ અંધને ઘણોજ આનંદ થયો. ડંકપુરમાં જવાની તેની વૃત્તિ

થઇજ નહી; જ્યારે ડોસો નિવૃત થઇને બેઠો ત્યારે રાત્રિ જાતે ચટપગી થવા લાગી; આકાશમાં પશ્ચિમ દિશાએ સુર્ય પણ લચિ ગયો, અંધારૂ થવાની શરૂવાત થઇ: ડંકપુરમાં કેટલાક ખેડુ લોકો પોતાનાં ઢોર હાંકતાં હાંકતાં પ્રવેશ કરવા લાગ્યાં; આ સઘળો તમાસો જોઇને જુવાન ભત્રિજાએ કાકાને કહ્યુંકે પિતાજી હવે અંધારૂ થવા આવ્યું છે માટે તમારો શો વિચાર છે.

ડોસાએ કહ્યુ કે—બેટા ! હું જન્મ અંધને સદાએ અંધારૂજ છે, હે પુત્ર તું દરરોજ અજવાળુ અને અંધારૂ જોયાં કરે છે; પણ તે અજવાળુ અને અંધારૂ નામ માત્ર છે તે કરતાં આ માહાત્માના દરશનથીજ મારા હૃદયમાં અ ત્યારે અજવાળુ થયું છે. માટે હવેતો તેમના ચરણકમળથી દુર થવા ઇચ્છતો નથી.

ડોસાનુ વચન સાંભળીને ભત્રિજો કંટાળો ખાવા લા ગ્યો; તે સાથે મનમાં બડબડવા લાગ્યો, પણ વૃદ્ધ કાકાએ તેના બડબડવા ઉપર કે કંટાળો પામ્યા ઉપર કંઇજ દરકાર રાખી નહી, ડોસાનો દુરાગ્રહ જાણીનેભત્રિજો પણ જોડે જ બેઠો.

અંધ મુસાફરે પેલા દરદી સાધુને નમસ્કાર કર્યો, પછી બોલ્યોકે, હે દયાળુ આ અજ્ઞાની જીવને કોઇ પ્રકારે જ્ઞાન થાય એવી કૃપા કરોતો બહુ સારૂ, હું અંધ છતાં ઠેર ઠેર ભટકું છું, સંતોષ મળતો નથી, જંપ વળતો નથી, ખોળીયુ શ્રાન્ત થયુ છતાં બ્રહ્માએ જે સૃષ્ટી રચી છે તે દેખાવ પણ

જોવા પામ્યો નથી; આંધળાની કલ્પના ક્યાં સુધી ચાલે ! હે દયાળુ મનેતો એજ આશ્ચર્ય થાયછે કે આપના શરીરની વેદના આપનું મન માનતું નથી એ કેમ બને ! હે માહા રાજ તેનો અનુભવતો આપનેજ હશે; જ્યાં સુધી મને અનુભવ નથી, ત્યાં સુધી સેંકડો શંકાઓ મારા હૃદયમાં પ્રવેશ કરે એમાં શાનુ આશ્ચર્ય હોય ! માટે કૃપા કરીને હું અંધને ચક્ષુ આપો કે જેથી હું આ ભવમાં ભટકતો મટી જાઉ.

દરદી સાધુએ કહ્યુંકે—જહાં તક તુમ નેત્રસેં દેખ સકતે નહી હો વહાંતક નેત્રેંદ્રિય જ્ઞાન તુમકો કભિ નહી હોનેકા. પાંચ જ્ઞાનેંદ્રિયમે નેત્ર ઇંદ્રિય શ્રેષ્ટ હયે; જબ તુઝકો નેત્રમેં પ્રકાશ હોવે તબ તું ઔર પ્રકારકે અનુભવ જ્ઞાન પ્રાપ્ત કરેગા.

હે માહારાજ હુંતો જન્મ અંધ છું તેથી હવે આ નેત્રથી હું શી રીતે દેખી શકુ હાથીનું નામ સાંભળું છું પણ હાથીની આકૃતિ કેવી છે તેની મને ખબર નથી. જગત નામ સાંભળ્યું છે પણ દેશ વિદેશના લોકોની હીલચાલ તથા રૂઢી અને પ્રકૃતિ વિકૃતિ જાણી લેવાનો જે અનુભવ નેત્રથી થાય છે તેવો કાનથી કે સ્પર્શેન્દ્રીયાદી શરીરથી થઇ શકતું નથી, કદાચ અનુભવ થાય તો તે ઇંદ્રીયના જ્ઞાન પુરતુંજ મનમાં અસર થઇને થાય છે; તેથી હું આ જન્મમાં તો નેત્ર મેળવી શકું તેમ નથી. માટે હે કૃપાસિંધુ હવે માહારે કેમ કરવું આ પ્રમાણે વૃદ્ધ ડોસાએ નેત્રમાં આંસુ લાવીને દરદી સાધુને આજીજી કરી.

એટલામાંતો છેક અંધારૂ થઇ ગયું, માણસોની અવ જા બંધ થઇ ગઇ; વૃદ્ધ ડોસાને દોરનાર ભત્રિજો પણ ઘણો અકળાયો. તેમજ રસ્તાંનો ગાહીતગ્ગાર નહી હોવાથી તે પણ છાનો માનો બેશી રહ્યો.

થોડીક વાર થઇ એટલે દરદી સાધુએ અંધ ડોસાને કહ્યું કે હે ભાઇ તુમતો ગ્નાન માર્ગ કે જીગ્નાસુહો, તુમ્હારે અંતઃકરણમેં ચેતન બ્રહ્મકા ગ્નાન હય, તુમ બહુત જગે ફીર ફીરકે સંત સાધુકે મુખસે વચનામૃત ઝરે હુવે ઉસકા પાન કરતે હો ઇસ લીયે તુમ્હારા હ્રદય પવિત્ર હે, ઔર ઇસ લિયે તુમ મુમુક્ષુ હય, વાસ્તે મય તુમ્હારે લીયે હીત ઇચ્છતા હું જો તુમ તુમેરા કલ્યાણ ચાતે હોતો અભી તુમ અમારે સાથ જહાં ગોમતિ શરોવર હયે ઉહાં ચલો. ઔર તુમ ઔર તુમ્હારે સંગ યહ જુવાન હય યહ દોનો ગોમતી જળમેં કંઠતગ જલ હોવે વહાં ખડે રહો; ફિર મય તુમકો ઇસકા રસ્તા ઇસ શરોવર કે કિનારેપર ખડે રહકર દિખાઉંગા.

સાધુ માહારાજનું વચન સાંભળીને વૃદ્ધ ડોસો ઉભો થયો. એટલે દરદી સાધુ પણ ઉભો થયો, સાધુ આગળ અને અંધ ડોસો પાછળ એમ અંધારામાં ચાલવા લાગ્યા; વૃદ્ધ ડોસાને દોરનાર જુવાન ભત્રીજો આશ્ચર્યના સપાટામાં ગુંથાઇ ગયો, જેને કેવળ અપંગ જોયો હતો, જેને તદન મહા વ્યાધીના ફંદ ચક્રમાં કાળવશ થયેલો દીઠો હતો, છતાં તે સાધુ ત્વરાથી ચાલનારો જોવામાં આવ્યો જો કે ખાડા ટેકરાથી જુવાન ભત્રીજો અને અંધ મુસાફર ઠેર ઠેર વારંવાર ઠોકરો ખાતા હતા ખરા છતાં તેની ઠોકરો

કે ગડબડ દરદી સાધુને બીલકુલ લાગુ થઇ નહોતી; તેથી પેલો જુવાન ભત્રીજો મોટા વિચારના વમળમાંજ ગુંથાઇ ગયો હતો; એ ત્રણ ઘટીકા સુધી રસ્તામાં પ્રવાસ કર્યો એટલે શરોવરને કિનારે જઇ પોહોચ્યા. આ વખતે ખુબ અંધારૂ હતુ દરદી સાધુ માહારાજ તો કીનારેજ ઉભા રહ્યા પછી અંધ ડોસાને અને પેલા ભત્રિજાને માહારાજે કહ્યુંકે, તુમ્હારે શરીરકે કપડે ઉતારકે ઇસ કિનારે પર રખ દો, ફકત એક વસ્ત્ર પેહેન કર ઇસ શરોવર કે જલમે પ્રવેશ કરો "હે સુરદાસ માહારાજ ! ઇસ શરોવરમેં શ્રી રણછોડ રાયજી દસ બાર રોજ તક રહે હેં ઇસલિયે યહ ગોમતી શરોવરકા મહાતમ ચમત્કારી કહે;

અનેક પ્રકારના ભ્રમમાં ભ્રમિત થએલો ડોસો કેટલીક વાર ઉભો રહ્યો અને વિચાર કરતા લાગ્યો છેવટે તેણે નિશ્ચય કર્યો કે • માહાત્માઓના મનનો ભેદ તથા તેમના અનુભવનો પાર ક્યારે માલુમ પડે કે જ્યારે તેમની આગ્ના પ્રમાણે કરવામાં આવે ત્યારેજ; હવે તક મળ્યો છે તે મહાત્મા શુ કરવા ધારે છે તેમજ આ શરોવરમાં ગળા સુધી જળમાં ઉભા રખાવીને શી આગ્ના કરે છે ! તથા તેમ કરવાથી કયા પ્રકારનું ફળ હુ પામવાનો છું એતો હવે તેમજ કર્યા પછિ જણાશે શંકા રૂપી અજ્ઞાનનો અંતરપટ કદાચ મનેજ હરકત કરનાર હોય તો કોણ જાણે ! અત્યારે રાત્ર પડી છે. અંધારૂ થઇ ગયું છે એમતો માહારો ભત્રિજોજ કહે છે એમ વિચાર કરીને તે અંધ મુસાફરે પોતાના અંગ ઉપરનાં કપડાં પાગડી વીગરે કીનારા ઉપર મુકી દીધાં.

ખભા ઉપર ઝોરી હતી તે ઝોળીમાં પચાસ રૂપીયા રોકડા હતા તે કદાચ કૌઈક ઉઠાવી જશે એવી સેજસાજ મનમાં શંકા આવી ગઇ હતી પણ સંત૦પુરૂષોના વચનનો પ્રતાપ વિલક્ષણ છે એવું તેના જાણવામાં હતુ તેથી તેંણે પોતાની ઝોળી માહેના જોખમ ઉપર કાંઇક બેદરકારી રાખીને તે ઝોળી જંમાન ઉપર મુકી દીધી પછી પોતાની પાસે ઉભો રહેલા ભત્રિજાને કહ્યું કે બેટા ! આ માહાત્માની આગ્ના પ્રમાંણે ચાલો આપણે આ શરોવરમાં જળની અંદર ઉભા રહીયે; કાકાની આગ્ના પ્રમાણે ભત્રિજાએ પોતાનાં કપડાં ઉતાર્યાં અને જમીન ઉપર ગોઠવ્યાં પણ ભત્રિજાએ એક ખુબી એવી કરી કે પોતાના કાકાની ઝોળીમાં પચાસ રૂપીયાની જે વાંસળી હતી તે વાંસળી ઉઠાવીને તેંણે પોતાના કમરમાં બાંધી દીધી પછી માહાત્માની આગ્ના પ્રમાંણે પોતાના અંધ કાકાનો હાથ પકડીને શરોવરમાં ટીચણ જેટલા પાણીમાં જઇને ઉભો રહ્યો આ વખતે પેલા દરદી સાધુએ જોકે એક બીજા ઉપર દ્રષ્ટી જઇ શકે નહી તેવુ ખુબ અંધારૂ હતું તો પણ એવું કહ્યું કે હે જુવાન ! તેરી પાસ જો કુચ્છ માયા કિંવા લાલચ હોવે ઉસકો જમીન ઉપર પટકદે ઔર કંઠ તક જલમે ખડે રહો.

સાધુનુ વચન સાંભળીને અંધ ડોસાએ પોતાના ભત્રિજા ભણી મસ્તક ફેરવ્યું એટલે ભત્રિજાંએ પોતાના કાકાના કાનમાં એવું કહ્યું કે પિતાજી ! તમારી ઝોળીમાંની પચાસ રૂપીયાની વાંસળી લઇને મ્હેં મારી કમરે બાંધી છે રખેને

કદાપી તે લાલચ તથા તે માયા ઠરાવી હોય ! અને તે રૂ
પીયાની વાંસળી પણ શરોવરને કીનારે મુકવાનું કદાચ તે
સાધુ કહેતો હોય ! હે પિતાજી અત્યારે આ શરોવરમાં
કંઠ સુધી ઉડાણમાં જવાને મને ઘણી બીક લાગે છે રખેને
કદાચ મગર હોય અને ખેંચો જાય ત્યારે આપણો બેલી કોણ !
આ પ્રમાણે ભયથી હુ ઢીચણ સુધી જળમાં તમને લાવ્યો
છું અને માયા કિંવા લાલચ કહોતો માત્ર મારા કમરમાં
તમારી પાસેના રૂપીયાની વાંસળી છે તે શિવાય બીજી માયા
કે લાલચ કહોતો આ શરીરને બચાવવાને માટે જે કોઇ
લોભ લાલચ રહી છે તે હોય એ શિવાય બીજુ કાંઇજ ન
થી ભત્રીજાનુ વચન સાંભળીને સાધુના અંતઃકરણમાં કુદર
તિ સત્તા કેટલી છે તેનો નિવેડો અંધ ડોસાએ પોતાના
હ્રદયમાં વિચાર દ્વારાએ કરી દીધો પછિ ડોસાએ પોતાના
ભત્રિજાને કહ્યું કે બેટા ! તુ નિશંક થઇને આ રૂપીયા
કિનારા ઉપર મુકી આવ્ય, તે સાથે આ શરોવરમાં કંઠ
લગી જળમાં જવાની કોઇ પણ પ્રકારની દેહશત રાખતોમાં
તું શુદ્ધ અંતઃકરણથી શ્રદ્ધા રાખ્ય કે જેનો પરીણામ શ્રદ્ધા
થી કાંઇ પણ જણાઇ આવશે; કાકાનું વચન સાંભળીને
ભત્રિજાએ તુરતજ તેમ કર્યું, પછી ભયને દુર કરીને કંઠ
સુધી જળમાં પ્રવેશ કરીને બન્યો જણ ઉભા રહ્યા, પછી
ડોસાએ અને ભત્રિજાએ સાધુરાંમને કહ્યું કે હે માહારાજ
અમે આપની આજ્ઞાં પ્રમાણે કંઠ સુધી જળમાં ઉભા રહ્યા
છીએ. તે સાથે માયા અને લાલચને પણ તે કિનારા ઉપર
પટકી દેવામાં આવ્યું છે. હે ગુરૂ હવે શી આજ્ઞા છે.

આ પ્રમાણે બોલે છે એટલામાં તે બન્નેો જાણે જળમાં એકાએક ડુબી ગયા. જાણે તે બન્નેના પગ પકડીને કોઇ પ્રાણી ખેંચી જતુ હોય તેમજ થયું. ડુબતી વખતે શિવ શિવ શિવ એ પ્રમાણે ઉચ્ચાર કરતા બન્નેો તે સરોવરમાં ગેબ થઇ ગયા.





રણછોડજી લક્ષ્મીજી.

